શું થયું સ્નાન સંધ્યાને સેવા થકી,
શું થયું ઘેર રહી દાન દીધે, ૧

શું થયું ધરિ જટા ભસ્મ લેપન કરે
શું થયું વાળ લોચન કીધે, જ્યાં૦ ૨

શું થયું તપને તીર્થ કીધા થકી,
શું થયું માળગ્રહી નામ લીધે
શું થયું તિલકને તુલસી ધાર્યા થકી,
શું થયું ગંગાજળ પાન પીધે, જ્યાં૦ ૩

શું થયું વેદ વ્યાકરણ વાણી વદે,
શું થયું રાગને રંગ જાણે,
શું થયું ખટ દરશન સેવ્યા થકી,
શું થયું વર્ણના ભેદ આણે જ્યાં૦ ૪

એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા,
આત્મારામ પરિબ્રહ્મ ન જાયો,
ભણે નરસિંહો કે તત્વ દરશન વિના
રત્ન ચિંતામણી જન્મ ખોયો, જ્યાં૦ ૫

## પ્રભાત

જાગીને જોઉં તો જગત્ દીસે નહીં,
ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે,
બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે— ટેક.

પંચ મહા ભૂત પરિબ્રહ્મ વિષે ઉપજ્યાં,
અણું અણું માંહી રહ્યા રે વળગી,
ફુલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં,
થડ થકી ડાળ તે નહિરે અળગી— જા.

વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખદે,
કનક કુંડળ વિષે ભેદ ન્હોય.,
ઘાટ ઘડ્યા પછી નામ રૂપ જૂજવાં,
અંતે તો હેમનું હેમ હોય— જા.

જીવને શીવ તો આપ ઇચ્છાએ થયા,
રચી પરપંચ ચૌદ લોક કીધા.,
ભણે નરસૈયોએ તેજતું, તેજતું
એને સમર્યાથી કંઇક સંત સીધ્યા— જા.

———

## પ્રભાત.

જીભલડીરે તુને હરી ગુણ ગાતાં,
આવળું આળસ કયાંથી રે,
લવરી કરતાં નવરી ન મળે,
બોલી ઉઠે સૌ પહેલી રે—જીભ.

પર નિંદા કરવાને પુરી,
શૂરી ખટ રસ ખાવારે,
ઝગડો કરવા જાહેર ઝુઝે,
કાયર હરી ગુણ ગાવારે—જીભ.

ઘેર લાગ્યા પછી કુપ ખોદાવે,
આગ એ કયાં ઓલવાશેરે,
ચોરો તો ધન હરી ગયા પછી,
દીપથી શું થાશે રે—જીભ.

તલ મગાવોને તુલસી મગાવો,
રામ નામ લેવરાવો રે,
પ્રથમ તો મસ્તક નહીં નમતું,
પછી શું નામ સુણાવો રે—જીભ.

હરિ નામ લેતાં દામન બેસે,
કામ બગડે નહીં કરવું રે,

સેહેજે પંથનો પાર જ આવે,
ભજન થકી ભવ તરવું રે—જીભ.
જેનું નામ જપે જોગેશ્વર,
શંકર શેષ વિરંચી રે,
કહે પ્રીતમ નામ વિસાર્યું,
તે પ્રાણી પરપંચી રે—જીભ.

## પ્રભાત.

જાગજન જાગજન જોબન જાતું રહ્યું,
લેશ નહીં લાજ થયાં કેશ ધોરા,
દેહ તો વૃદ્ધ થઇ વાસના વધી ગઇ,
રાત થોડી રહી વેશ બોરા—જાગજન.
દાંત તો પડી ગયા હાલ બુરા થયા,
નેનની જ્યોત ગઇ ચેત પાજી,
શ્રવણ શકિત ટળી વાસના ન વળી,
મોતની વાત તેં મન આણી—જાગજન.
દેશ બહુ દુર છે જવાનું જરૂર છે,
કાલ મહા ક્રુર છે રહ્યો છે ગાજી,

વિષયમાં વળગી રહ્યો ભક્તિ ભુલી ગયો,
મોહને વશ થયો ચેત પાજી—જાગજન.
સદ્‌ગુરૂ સંગનો રંગ લાગ્યો નહીં
અંગ ઉમંગ છે કામ કેરો,
અણછતાં અટકશે પીંડને પટકશે,
ભટકશે તું લક્ષ ચોર્યાસી ફેરો—જાગજન.
સદ્‌ગુરૂ શાનમાં કહ્યું ઘણું કાનમાં;
ધ્યાનમાં રાખજે વાત મારી;
દાસ ગરીબ કહે જ્ઞાન અગ્નિ વિષે-
વાસના બીજને નાંખ બારી—જાગજન.



પ્રભાત રાગ—ફેર.

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ,
જુજુવે રૂપે અનંત ભાસે;
દેવમાં દેવ તુ તેજમાં તત્વ તું,
શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. ટેક.
પવન તું પાણી તું ભુમી તું ભુધરા,
વૃક્ષ થઈ ફુલી રહ્યો આકાશે;

વિવિધ રચના કરી એક તું શ્રીહરિ,
જીવ તે શિવ છે એજ આશે. અ. ૧
વેદ તો એમ વદે, શ્રુતિ સહુ શાંખ દે,
કનક કુંડળ વિષે ન ભેદ કેશી;
ઘાટ ઘડીયા પછી નામ રૂપ જુજુવાં,
અંત તે હેમનું હેમ રેશે. અ. ૧.
વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એજ પાસે;
ભાગે નરસૈંયો શું માયામાં મોહી રહયો,
પ્રીતકર પ્રેમથી તો પ્રગટ થાશે. અ ૨.

---

## આત્મ શાંતિ.

(રાગ પ્રભાત ઝુલણા છંદ.)

મારા નાથના નામનું ભજન કરૂં ધામમાં,
જે થકી જીવ આરામ પામે.—મારા નાથ.—૧

લોક નિંદા કરે તે થકી નવ ડરૂં,
મુજ અંતરે વિઠુલા પ્રેમ આવે—મારા નાથ.—૨

મોહ મંદીરનાં મહેલમાં હું ફસ્યો,
કૃષ્ણ કરૂણા વિન્યા કઇ ન થાએ–મારા નાથ.—૩

હંશ વૃત્તિ ધરો અન્યને પરિહરો,
કોટી અઘ જન્મના નાશ પામે–મારા નાથ,—૪

આત્મ કલ્યાણનું હિત જોમન ધરો,
શ્રીરામ સિયારામ મુખથી ઉચ્ચારો–મારા નાથ—૫

દેહ છે પારકો શિદને મમતા કરો,
હરિહર ધ્યાન ધરે મોક્ષ થાયે.–મારા નાથ.—૬

સંગને સાધવી કોઈ નથી આપણું,
સૌ સ્વાર્થિ સંસારમાં ભેળા થાયે–મારા નાથ.—૭

રામ જ્યરામ તો નિશદિન વિનવે,
અમુલ્ય ચિંતામણી એળે જાયે.–મારા નાથ.—૮

---

થાળ

દુધ પીઓને મારા પ્રાણ સ્નેહી, રામચંદ્ર રઘુરાઇરે.
કવલી ગાયનું દુધજ દોહ્યું, સાકર દાલી માંહીરે. ટેક.

જાયફળ એલચી કેશર દાલી, પીસ્તે છાલજ છાઇરે,
પ્રેમ પ્રીતસેં દુધજ ઠાર્યો, આગળ ધર્યો આંહીરે. દુધ.

જીણે જાણે વાયે દુધજ ઠાર્યો, પ્રભુ મનમેં મુકાઇરે,
લક્ષ્મણજી તો ચમર ઢરાવે, જાનકી દુધજ પાઇરે, દુધ.

સીતલ જલ જારી ભરી લાવ્યા જલ ગંગા જલ માંહીરે.
પાન સોપારી બીલડો સુધાર્યો, લીઓ મુખમેં રઘુરાઇરે, દુધ.

નારાયણ સાહેબ સતગુરૂ શરણે, અરજ અમારી એહરે;
અવિચળ ભક્તિ આપો સ્વામી, દિનદયાળુ ગુંશાઇરે. દુધ.

---

## થાળ.

દુધ પીઓને મારા પરમ સ્નેહી, શ્રીકૃષ્ણ ભગવાનરે ટેક.
કામ ધેનું કેરૂ દુધ મંગાવું, માંહે કેશર નાંખીરે,
એલચી પીસ્તા ચારવલી નાંખી, ગરમ કરૂં ચીત્ત રાખીરે દુધ.

શર્કરાન્વિતપય અતિ મીઠું, પાત્ર અનોપમ આણીરે,
પીરસી પાસે વ્યંજન નાંખું, આરોગો અભીરામરે. દુધ.

ગંગોદક જારી ભરી લાવું, વદત વિભર્ષણ માટેરે,
મુખવાસ મનગમતા આણું, ચૂર્ણ સુધી સમ નાંખીરે. દુધ.

પાન આચમન મુખવાસ તમારૂં, જોયું દીન દયાળરે,
દયારામ શર્માએ ગાયું, કૃષ્ણ દયાનિધિ જાણીરે. દુધ.

## થાળ.

ભોજન મન ભાવતાં લ્યોને માવા—ટેક.

ત્રીકમજીને તેડી લાવો, કંચન બાજોઠ પધરાવો,
ગંગા નીરમલશે નવરાવો.
ભોજન મન ભાવતાં લ્યોને માવા.–૧

કડી જલેબી ઘેવર ઘીના, કંચન થાર ભર્યા બરફીના
ગીરધર મોઢેથી માગી લેવા.—ભોજન.–૨

ગેવર મેવર શેવર લાડુ, પેડા બરફી દુધ સ્વાદુ,
ગીરધર ગાંઠીયા માંગી લેવા.—ભોજન.–૩

ઘરમાં લક્ષ્મી પાક બનાવે, ક્ષણુએકમાં સામગ્રી લાવે,
ભાવ હોય તો ભુધરજીને ભાવે.—ભોજન.–૪

પેડા પતાસા મેવા મીઠાઈ, વનજલથી રસોઈ બનાઈ,
આચમન કરો મંગલકારી,
ઉપર આલુ તે પાન સોપારી.—ભોજન. ૫

સુરણ તણા રતાલુ તેવા, ભોજન બહુ બનાવું એવા,
ગીરધર મોઢેથી માગી લેવા.—ભોજન. ૬

હીરા મોતી હેમ ઘરેણા, પ્રેમ પેરીલો પટજીણા,
રસ ભર્યાં ભુધરજીના નેણાં—ભોજન. ૭

જો ઇચ્છા હોય રાજ્ય તમારી,
સુંદર સેજ બીછાવું સારી;
હું તો તન મન જાઉં બલેહારી.—ભોજન. ૮
પ્રીતમના સ્વામી પાતલીયા, હેતે પ્રીતે સૌને મલ્યા,
મારા તનના તે તાપ સર્વે ટરેઆ.—ભોજન. ૯

## શ્રી સત્યનારાયણની આરતી.

જય કમળાસ્વામી, પ્રભુ જય કમળાસ્વામી;
સત્યનારાયણ સ્વામી (૨) વિભુવર બહુ નામી.—જય.
ભિન્ન ભિન્ન રૂપ ધરેલ, ભક્તો ભય હરવા, પ્રભુ
પ્રતાપ પ્રસર્યો પ્રભુ તવ (૨) જગનો જય કરવા—જય.
સુંદર રૂપ સ્વરૂપ, પ્રભુ અમને પ્યારૂં, પ્રભુ.
દર્શન કરવા નિત્યે (૨) મન દોડે મ્હારૂં.—જય.
ગાય ગુણ અપાર, શુર શૌનક આદિ, પ્રભુ
મહિમા મહિમા મોટો (૨) સર્વે બ્રહ્માદિ—જય,
ગરૂડા સન પર દેવ શોભો સુખરાશી, પ્રભુ
સહાય સર્વની કરવા, (૨) તત્પર અવિનાશી.—જય.
આ કળીકાળે આપ છો, પ્રત્યક્ષ સદા, પ્રભુ
કઈ દીનને દર્શન દઈ (૨) કરવા સુખ મુદા.—જય.

શતાનંદનું કાર્ય પ્રેમે પુર્ણ કર્યું, પ્રભુ
ધન-સંપત્તિ સઘળી દઈ, વીપ્રનું કાર્ય સર્યું.—જય.

કઠીઆરાના નાથ, ક્રોડે કષ્ટ હર્યા, પ્રભુ
દુઃખ દારિદ્ર હઠાવી, (૨) ભિલ્લનાં ભાગ્ય ભર્યાં.—જય.

ઉલ્કામુખ મહી પતિની, લજ્જાને રાખી, પ્રભુ
ભદ્રશીલાને તીરે (૨) સ્નેહ-સાંકળ નાંખી,—જય.

સાધુ વણિક શ્રીપુર, તેને બહુ તાડ્યો, પ્રભુ
ભુલ ભયંકર તેની, (૨) તેથી નવ ફાવ્યો—જય.

કળાવતીના કષ્ટ, ધ્યાન દઇ પ્રીતે, પ્રભુ
લીલાવતીને ભાવે (૨) સહાય થયે નિત્યે—જય

ગોપમંડળી ઘેર, અંગધ્વજ આવ્યો, પ્રભુ
પ્રસાદ પડતો મેલ્યો, (૨) હરીએ લઈ તાડ્યો.—જય.

શત પુત્રોનો નાશ, થયો અનાદરથી, પ્રભુ
પ્રસાદે જવ લીધો તવ, (૨) શુભ થયું શ્રીવરથી—જય.

અનેક એવા ભકતો તાર્યા ભાવ થકી, પ્રભુ
અપને પણ અર્પીને (૨) સત્યદેવા સુમતિ.—જય

પ્રેમ થકી જે ભક્ત (સત્ય) નારાયણ સેવે, પ્રભુ
શ્રી આયુષ્ય કીર્તિ સુત, (૨) જગપતિ સુખ દેવે.—જય.

## શ્રી સત્યનારાયણની આરતી.

જયલક્ષ્મી રમણા, પ્રભુ જયલક્ષ્મી રમણા,
સત્યનારાયણ સ્વામી, જનપાતક હરણાં.—જયદેવ ટેક.
રત્ન જડીત સિંહાસન, અદ્‌ભૂત છબી બીરાજે પ્રભુ
નારદ કરત નિરાંજન, ઘંટ ધ્વનિ વાજે.—જયદેવ.
પ્રગટ થયાં કલી માંહે, દ્વિજને દર્શન દીધાં, પ્રભુ
વૃદ્ધ બ્રાહ્મણ વણિકના કંચન મહેલ કીધા.—જયદેવ.
દુર્બલ ભીલ કઠીઓરો, તે પર કૃપા કરી; પ્રભુ
ચંન્દ્ર ચુલ નૃપતિની, વિપત્તિ સર્વ હરી.—જયદેવ.
વૈશ્યે વૃત આરંભ્યું, શ્રધ્ધા તજી દીધી, પ્રભુ
કષ્ટ વેઠયું અતિશય, ફરી સ્તુતિ કીધી.—જયદેવ.
ભાવ ભકિતના કારણ, ભીન ભીન રૂપ ધર્યા, પ્રભુ
શ્રદ્ધા હ્રદયે ધારી, તેના કાર્ય સર્યા.—જયદેવ.



શ્રી રામચંદ્ર કૃપાલુ, ભજમન હરણ ભવતીય દારૂણમ્
નવ કંજલોચન કંજ મુખકર કંજપદ કંજારૂણમ
કંદર્પ અગણિત અમિત છબી નવનીલનીરજ સુંદરમ્
પટપીત માનહુ તડિત રૂચિ નોમિજનક સીતાવરં

શિર મુકુટ કુંડલ તિલકચારૂ ઉદાર અંગ વિભૂષણમ
આજાનું ભૂજશર ચાપધર સંગ્રામ જીત ખર દુષણમ્
ભજું દીનબંધુ દીનેશ દાનવ દૈત્યવંશ નિકંદનમ્
રઘુનાથ આનંદ કંદ કૌશલ ચંદ્ર દશરથ નંદનમ્
ઇતિવદત તુલસીદાસ શંકર શેષ મુનિમન રંજનમ્

---

## શ્રી કૃષ્ણની આરતી.

જયદેવ જયદેવ જય ગોકુલચંદા,
વ્રજપતિ કુંજ વિહારી, કેવલ સુખકંદા—જયદેવ. ૧

રાધાપતી સુખરાસી, નટવર નવરંગા;
મોર મુકુટ પ્રભુ શોભે, કેવળ સુખકંદા—જયદેવ. ૨

ગઉ ગોપી ગોકુલ હીત, ગીરીવર કર ધર્યો;
સેન્ય સૈન્ય સુરપતિ કો, અતિમદ ઉતાર્યો—જયદેવ. ૩

યમુના ત્રટ પ્રભુ, રોકત મૈચારી;
વ્રજ જનમે દળ કાવત કીયા સુખકારી—જયદેવ. ૪

રાધાને સંગ ઉભા, બંસી લૈ હાથે;
બ્રહ્માનંદ બલીહારી શ્રી કૃષ્ણ ચંદ્ર રાધે—જયદેવ. ૫

## મંગળ આરતી.

જય હરીહર સ્વામી, પ્રભુ જય હરીહર સ્વામી,
ઘટ ઘટમાં છો વ્યાપી, સરવ અંતર જામી–જય.–ટેક.
સચ્ચિદાનંદ સ્વરૂપ, જય મંગળ ધામા, પ્રભુ
ભક્ત ભવાબ્ધિ તારણ, જય હ્રદય રામા—જય.
જ્ઞાન ધામ નિજનામ સર્વેશ્વર દેવા, પ્રભુ
શરણાગત વત્સલ વિભુ, નહિ કોઈ તમ જેવા—જય.
દયા સિંધુ સુખરૂપ, અનહદ ઉપકારી;
શું ઉપમાં હું આપું અલ્પ મતિ મારી—જય.
દયાનાથ કૃપા કરી મનવાંચ્છીત આપો પ્રભુ
ક્ષમા કરો અપરાધ, પાપ સકલ કાપો—જય.
માત તાત મહ.રાજ, નમું હું તવ ચરણે; પ્રભુ
સત્ય સ્વરૂપ સાક્ષાત, આવ્યો છું શરણે—જય.
જન્મ મરણનું જોર, મુજ માથે ભારી, પ્રભુ
દયા કરી દીન વત્સલ તે નાંખો ટાળી—જય.
કામ ક્રોધ અહંકાર, સબળ શત્રુ માથે; પ્રભુ
તમ વિણ એ નહિ ટળશે, પ્રભુ ધર જો હાથે—જય.
મંગળ આરતી ગાઈ સર્વે સુખકારી, પ્રભુ
કહે રાઘવ કરજોડી, જાવું બલીહારી—જય.

## શ્રી શિવ શકિતની આરતીનો ગરબો.

જે આદ્ય શક્તિમા જે આદ્ય શક્તિ,
અખંડ બ્રહ્માંડ નીપાવ્યા પડવે પંથકમાં;
જયો જયો મા જુગત અંબે. ટેક.

દ્વિતીય બે સ્વરૂપ શીવ શક્તિ જાણું,
બ્રહ્માં ગણપતિ ગાઉં હરિ ગાઉં મા.—જયો. ૧
તૃતિયા ત્રણ સ્વરૂપ ત્રીભુવનમાં બેઠા મા,
ત્રણ થકી તરવેણી તું તરવેણી મા.—જયો. ૨
ચોથે ચતુરા મહાલક્ષ્મી સચરાચર વ્યાપ મા;
ચાર ભુજા ચોદિશા પ્રગટયાં દક્ષિણ મા.—જયો. ૩
પંચમી પંચ રૂષિ પંચમ ગુણ પદ મા;
પંચ સહસ્ત્ર ત્યાં સોહીયે, પંચ તત્વે મા—જયો. ૪
ષષ્ટી તું નારાયણી; મહીસા શૂર માર્યો મા;
નરનારીના રૂપે, વ્યાપ્યાં સઘળે મા.—જયો. ૬
સપ્તમી સપ્ત પાતાળ સાવીત્રી સેના મા;
ગઉ ગંગા સાવીત્રી ગઉરી ગીતા મા.—જયો. ૭
અષ્ટમી અષ્ટ ભુજા, આઈ આનંદા મા;
સુરવર મુનીવર જનમ્યા દેવ દૈત્યે મા.—જયો. ૮

નવમી નવકુળ નાગ, સેવે નવ દુરગા મા;
નવરાત્રીના પુજન, કીધા છે બ્રહ્મા મા.—જયો. ૯
દશમી દશ અવતાર, જય વિજયા દશમી મા;
રામેરામ રમાડયા રાવણ રોળ્યો મા—જયો. ૧૦
એકાદશી અગીઆરશ, કાત્યાની કામા મા;
કામ દુર્ગા કાસીકા, સામાને રામા—જયો. ૧૧
બારસ બાળા રૂપ, બહુચરી અંબા મા;
બટુક ભૈરવ સોહીએ, તારા છે તુજ મા—જયો. ૧૨
તેરસ તુળજારૂપ, તું તારૂણી માતા મા;
બ્રહ્મા વિષ્ણુ સદા શીવ, ગુણ તારા ગાતા—જયો. ૧૩
ચઉદસે ચૌદ રૂપ, ચંડી ચામુંડા મા;
મારકંડે વખાણ્યા, ગાઈ શુભ કવીતા.—જયો. ૧૪
પુનમે પુરણ કરી, સતભાવતી નગરીમાં;
વશીષ્ટે માહી વખાણી, સુણી કરજો કરૂણા—જયો. ૧૫
સંવત સતાવન સોળે, તીથી ભાવે મા;
સંવત સોળે પ્રગટી, રેવાને તીરે—જયો. ૧૬
શીવ શકિતની આરતી, જે ભાવે ગાશે મા;
ભણે શીવાનંદ સ્વામી, સુખ સંપત્તિ થાશે—જયો. ૧૭



## શ્રી સદ્‌ગુરૂની આરતિ

જય આત્મ દાતા, ગુરૂ જય આત્મ દાતા,
દૈશીક કૈન્ય દયાળુ, ગુણ જગ પ્રખ્યાતા–જયદેવ ગુરૂદેવ.

આપ તણું આધાર, અમને છે ભારી,
ગુરૂ અમને છે ભારી (૨)

નીરગુણ બ્રહ્મ સ્વરૂપ, સ્વગુણ રૂપ ધરતા,
ગુરૂ સ્વગુણ રૂપ ધરતા,
પર ઉપકાર સ્વીકારી, વચન વૃષ્ટી કરતાં–જયદેવ ગુરૂદેવ

પ્રગટ થઈ જગમાય, શુકૃત બહુ કીધાં;
ગુરૂ શુકૃત બહુ કીધાં,
શાનિધ્ય સ્વગુણ સ્વરૂપે, અભયદાન દીધ–જયદેવ ગુરૂદેવ

સદ્‌ગુરૂનું ઉપકાર શું મુખથી વર્ણું,
ગુરૂ શું મુખથી વર્ણું;
અલ્પમતિ પ્રભુ મારી, વેદ પુરે સાંખું–જયદેવ ગુરૂદેવ

શીર નામી શિષ્ય અરજી ઉર ધરશો;
જે અપરાધ અમારા તે નહીં દીલ ધરશો–જયદેવ ગુરૂદેવ



## ભજન.

ગુરૂ ગમથી ઉતરીએ પાર,
નિશ્ચે ગુરૂ ગમથી ઉતરીએ પાર.–નિશ્ચે (૧)
વેદ ભણ્યાથી શું થાએ ભાઈ,
શું થાશ પુરાણ અઢાર–નિશ્ચે (૨)
બહુ વ્યાકરણ ભણ્યા મુની નારદ,
તે નહિ પામ્યા ગુરૂ વિના જ્ઞાન–નિશ્ચે (૩)
શાવ સનકાદિક, ઓર બ્રહ્માદિક,
પામ્યા તે ગુરૂ થકી જ્ઞાન–નિશ્ચે (૪)
બાઈ મારાં કહે પ્રભુ ગીરધરના ગુણ
ગુરૂ ચરણે શિર રાખ–નિશ્ચે (૫)

---

## સૌભાગ્યવતી સ્ત્રીઓ માટે પતિ પ્રાર્થના આરતી.

જય સ્વામી જય સ્વામી,
અંતરના છો નામી જય સ્વામી (૨)

આપ તણા ગુણ ગાઉં મુજ હૈયા સંગ,
રાચું તેમાં નિશદિન એ ઉદ્યોગ અંગે. જયસ્વામી. (૨)

મારા હૃદયના છો શ્યામ તુજ પરવારી જાઉં.
પ્રભુ પ્રત્યે હું યાચું નાથ શરણ થાઉં—જયસ્વામી (૨)

સીતાપતીનું નામ શિરોમણી ધારૂં,
જાપ જપું હું તેના શંભુ કરે સારૂં—જયસ્વામી (૨)

સ્તુતિ કરૂં હું તુંજની દયા કરો મમનાથ,
અવિચળ છો આ જગમાં રાખો તમ સંગાથ—જયસ્વામી (૨)

વિનંતી કરૂં મુજનાથ છો અંતરયામી,
નામે ગંગા માથ હે અયોધ્યાના સ્વામી—જયસ્વામી (૨)

---

## શ્રી સત્યનારાયણ સ્તુતિ.

(રાગ માઢ ઉપરનો)

જય જય સત્યનારાયણ, ઓ ભવ તારણ વંદુ છું વારંવાર;
પ્રભુદેવને કારણ, દૈત્યોને મારવા, લીધા અતિ અવતાર—ટેક.

વામન રૂપ ધર્યું મારે વહાલે બળી છળવાને કાજ,
ત્રણ ચરણમાં પૃથ્વી લીધી, બળીનું સર્વે કાજ—જય.

રામ અવતારમાં રાવણ માર્યો, યુદ્ધ કર્યો અપાર,
કૃષ્ણ સ્વરૂપે કંશને માર્યો, ઉતાર્યો ભુમી પાર—જય.

અહલ્યાને ઉગારી કુબજાને તારી, ચરિત્ર કીધાં અપાર;
સ્તન પીને માસી પુતનાને મારી, પહોંચાડયા સ્વર્ગ દ્વાર—જય
ભક્ત પ્રહલાદની ભીડજ ભાંગવા ધર્યું નરસિંહ રૂપ,
નખે કરીને દુષ્ટને માર્યો દૈત્ય હીરણ્યેયાકંશ ભુપ—જય
પાંચ વર્ષના ધ્રુવજી બાલક ભક્તિ જેની અપાર,
અવિચળ પદવી એને આપી તમે કરૂણાના છો કરનાર—જય
પાંચ પાંડવની સાહેતા કીધી, સમે સમે મહારાજ,
જ્યાં જ્યાં પાંડવોને ભીડ પડે ત્યાં શામળીઆજી સહાય—જય
કરૂણા દ્રષ્ટિ કરજો અમ પર રાખો ચરણની પાસ,
હસ્ત જોડીને શિષ નમાવું હરિ તમારો દાસ.—જય

રાગ—બનજારા.

જે જે સત્ય દેવ સુખકારી,
આપો અવિચલ ભક્તિ તમારી—ટેક.
કાશીમાં વિપ્ર એક દુઃખીઓ, દૈ દર્શન કીધો સુખીઓ;
મુજ મહેર કરો મુરારી, આપો અવિચળ ભક્તિ તમારી,
કઠીયારાના દુઃખ સર્વે કાપી, દ્રવ્ય દૈને મુક્તિ આપી;
સુખસંપત્તિ આપી બહુ ભારી આપો અવિચળ ભક્તિ તમારી,

આગે ઉલકા મુખ નગરીના રાયે, કર્યું વ્રત પુત્રની ઇચ્છાએ;
જેની પ્રેમદા પ્રતિવ્રતા નારી, આપો અવિચળ ભકિત તમારી,
સાધુ વણીક લીલાવતી નારી, ઘેર કલાવતી કુમારી,
દઈ દીધો દંડ ઉગારી, આપો અવિચળ ભકિત તમારી,
ભજનાનંદ ભાવે કરી ભજીએ, તમ ધ્યાન કદી નવ તજીએ,
એહ વિનંતી સુણો હમારી, આપો અવિચળ ભકિત તમારી.

---

## કીર્તન.

મારા પગ તે ઘડજો પંખીતણા. હું જોઇશ જમુના તીરજો,
તપ તીરથ વૃત જો કરૂં, મારા ગુણ સાબીત હોય જો,
મારા હાથ તે ઘડજો હેમના, પુણ્ય કરીશ અપરંપારજો,
સોળે તે હાથે વાવરૂં, મારી કાયાના ઉધ્ધાર જો,
મારા કાન તે ઘડજો કસીતણા, હું તો સાંભળીશ સર્વે બોલ જો,
કથાને કીર્તન મારે, જ્ઞાનના દામ ધોરજો.
મારી આંખ તેઘડજો અમતણી હું તો નિરખીશ રાયરણછોડજો,
નયણે હૈયું તે ઘડજો હેમનું, મારી જીભ અમૃત લાણ જો,
હાલતાં ને ચાલતાં જો જવું, મારા હ્રદે રેજો રામ જો,
મારી દેહ તે ઘડજો દયા તણી, માય લખજો પ્રભુનાં નામ જો,
અંતકાળે વહેલા આવ જો, તમે સાચા છો ભગવાન જો.

## નરસિંહ મેતાની હુંડી.

મારી હુંડી સ્વીકારો મહારાજરે, શામળા ગીરધારી,
મારી હુંડી શામળીઆને હાથરે, શામળા ગીરધારી,

સાખી.

રાણાજીએ રઢ કરી, વળી મીરાં કેરે કાંજ
ઝેરના પ્યાલા મોકલ્યારે, વહાલો ઝેરના જારણ હારરે,
શામળા ગીરધારી.

સાખી.

સ્થંભ થકી પ્રભુ પ્રગટીયા, વળી ધરીયાં નરસિંહ રૂપ
પ્રલ્હાદને ઉગારીઓરે, વહાલે માર્યો હરણાકસ્યપભુપરે,
શામળા ગીરધારી.

સાખી.

ગજને વાહલે ઉગારીઓ, વળી સુદામાની ભાંગી ભુખ
દોહલી વેળાના મારા વાલમારે,
તમો ભકતોને ઘણાં આપ્યાં સુખરે,
શામળા ગીરધારી.

સાખી

પાંડવની પ્રતિજ્ઞા પાળી, વળી દ્રૌપદીનાં પુર્યાં ચીર
નરસિંહ મહેતાની હુંડી સ્વીકારજોરો
તમે સુભદ્રાબાઇના વીરરે;
શામળા ગીરધારી.

સાખી.

સાડા ત્રણસો તીરથ વાસીને, વળી રૂપીઆ છે સો સાત
વહેલા પધારજો દ્વારકારે,
એને ગોમતી ન્હાયાની ઘણી ખાંતરે,
શામળા ગીરધારી.

સાખી.

તીરથવાસી સૌ ચાલીયા, વળી આવ્યા નગરી માંહે
આ શાહેરમાં એવું કોણ છે રે,
જેનું શામળશા શેઠ એવું નામરે,
શામળા ગીરધારી.

સાખી.

નથી બ્રાહ્મણ, નથી વાણીઓ, નથી ચારણ, નથી ભાટ
લોક કરે છે ઠેકડીરે, નથી શામળશા શેઠ એવું નામરે,
શામળા ગીરધારી.

સાખી.

રહેવા નથી ઝુંપડું, વળી જમવા નથી જુવાર
બેટા બેટી વળાવીઆરે મેતા વળાવી ઘર કેરી નારરે.
શામળા ગીરધારી.

સાખી.

ગરથ મારૂં ગોપીચંદન, વળી તુલસી હેમનોહાર,
સાચું નાણું મારો શામળોરે, મારી દોલતમાં ઝાંઝ પંખાજરે
શામળા ગીરધારી.

સાખી.

તીરથવાસી સૌ ચાલીયાં, વળી આવ્યા નગરની બહાર
વેશ લીધો વણીકનોરે, મારૂં શામળશા શેઠ એવું નામરે
શામળા ગીરધારી.

સાખી.

હુંડી લાવો હાથમાં, વળી આપું પુરા દામ
રૂપૈયા આપું રોકડારે, મારૂં શામળશા શેઠ એવું નામરે,
શામળા ગીરધારી.

સાખી.

હુંડી સ્વીકારી વહાલે શામળે, વળી અરજે કીધાં કામ
મહેતાજી ફરી લખજોરે, વાગોતર સરખાં કાજરે,
શામળા ગીરધારી.

## ચાર ધામની સ્તુતિ.

જગનનાથ કો ચલોરે સાધુ ચલોરે સંતો
ધનુષ તીર્થમાં નાહીએ,
દર્શન દીઓ જગનનાથસ્વામી ફરી જન્મ ન આવીયે,
રામનાથ કોચલોરે સાધુ ચલોરે સંતો
સીતગંગામાં નાહીએ,
દર્શન દીઓ રામનાથસ્વામી ફરી જન્મ ન આવીએ,

દ્વારકાનાથ કો ચલોરે સાધુ ચલોરે સંતો
ગોમતી સંગમાં નાહીએ
દર્શન દીઓ દ્વારકાનાથસ્વામી ફરી જન્મન આવીએ
બદ્રીનાથ કો ચલોરે સાધુ ચલોરે સંતો
તપત કુંડમાં નાહીએ.
દર્શન દીઓ બદ્રિનાથસ્વામી ફરી જન્મન આવીએ
કોણ દીશા જગનનાથસ્વામી, કોણ દીશા રામનાથ હૈ!
કોણ દીશા રણછોડ ત્રીકમ,? કોણ દીશા બદ્રીનાથ હૈ!
પુર્વ દીશા જગનનાથસ્વામી દક્ષિણ દીશા રામનાથ હૈ!
પશ્ચીમ દિશા રણછોડ ત્રીકમ, ઉતરાખંડ બદ્રીનાથ હૈ.
કાય કારણ જગનાથસ્વામી,? કાય કારણ રામનાથ હૈ?
સત્ય કારણ રણછોડ ત્રીકમ, કાચ કારણ બદ્રીનાથ હૈ?
ભોગ કારણ જગનનાથસ્વામી જોગ કારણ રામનાથ હૈ
રાજ કારણ રણછોડ ત્રીકમ તપ કારણ બદ્રીનાથ હૈ.
ચાર ધામકી અધીક લીલા,
સરસ સોભા આવાગમન મીટાઈએં,
દાસ માધવ શરણે આયો. જન્મના દુઃખ મટાઈએ.



## ધનાશ્રી.

ભકિત થકી વશ થાય, દયાનિધિ ભકિત થકી વશ થાય;
ભવભજનની ભકિત કર્યાથી, જન્મ મરણ ભય જાય–દયા.
વિદ્યાનિધિ મોટા મુની છોડી, પશુ ગજ મારે ધાય;
દુર્યોધન ભોજન તજી, રૂચીથી શાક વિદુર ઘર ખાય–દયા.
જેના મુખ પ્રસાદ કણ સારી, બ્રહ્માદિક લલચાય;
શુદ્ર સ્ત્રી ભિલ્લીના બોરે લેતાં તે ન લજાય–દયા.
જે પર છત્ર ધરે પ્રેમથી, અમર છત્ર પતિ રાય;
તે ગીરી છત્ર ધરી સ્થિર કરમાં, ભજે ગોપને ગાય–દયા.
વિધિ શિવ શેષ અશેષ વેદમાં, જેના દાશ કહાય;
અણ વાણે પદ દ્રુપદ સુતાનાં, દાશ બની તે જાય–દયા.
વિદ્યા વૈભવ વિવિધ વચન બળ, કોઈ થકી ન રીઝાય;
ગોવરધન પ્રભુ પ્રેમ બંધનથી, દીન બંધુ બંધાય–દયા.

---

## મનને શીખામણ.

લાખ વાતની એક વાત લેજો શિખામણ છે છેલ્લીરે,
દયા રાખીને અન્ન દાન દેજો—શિખામણ.
પરધન સાવ પથ્થર પ્રમાણો—શિખામણ.

પર નારી જનેતા સમ જાણો—શિખામણ.
પોત પોતાનોજ ધર્મ પાળો—શિખામણ.
એમાં અવળું દેખાય તેજ ટાળો—શિખામણ.
જુઠ સાથે જરૂર વેર બાંધો—શિખામણ.
શ્વાસે શ્વાસે તે શામ તાર સાંધો—શિખામણ.
શિવ વિષ્ણુનું એક નામ સાચું—શિખામણ.
બીજા બાતલ ક્રોડ નામ કાંચા—શિખામણ.
જ્ઞાન મેળવવા સાંભળો ગીતાજી—શિખામણ.
ઋષિરાજ રામ એમ થાય રાજી—શિખામણ.

---

## દેહમાં અનાસકત.

મારો હંસલો નાનો ને દેવળ જુનું તો થયું;
જુનું તો થયું ને પીંજર પડ્યું તો રહ્યું-મારો
કુડી કુડી કાયા રામા જુઠી જુઠી માયા,
કુડાતો દિલાસા અમને દઈ તો ગયો-મારો
આરે કાયાની સાથે પ્રીતું બંધાણી રામા,
પડી ગયાં દાંત રેખુ પડી તો રહ્યું-મારો
કાયાનો ગઢ હંસા ડોલવાને લાગ્યોરે,
ઉડી ગયો હંસ પીંજર પડ્યું તો રહ્યું-મારો

## શીવરીના બોર.

હરી બોર આરોગો મારા,
હાથે વીણી લાવી છું સારા—હરી.

વનમાં આવ્યા શ્રીરામ,
શોભા મુખે કોટી કોટી કામ
સવરીના મનની પુરી હામ,—હરી

ભાઇયું બેન પાયમાં પડતી,
જીણે સ્વરે કંઠથી રૂદન કરતી;
ચરણ રજ શીર પર ધરતી—હરી.

હરીના ચરણ પખાળી લીધાં,
પ્રભુના ચરણ પખાળી લીધાં—હરી.

મીઠા બોરા રાખ્યા છે ચાખી,
ખાટાં સર્વે દીધાં છે નાંખી;
આરોગ્યા છે શ્રી જગતના સાક્ષી—હરી.

વન વન ફર્યા બે ભાઈ,
વિધ વિધના ફલ બહુ ખાઈ;
એનું સ્વાદ કેમ કહું ગાઈ—હરી.

લક્ષ્મણ ને માતા આપે છે મેવા,
મીઠાં ફલ દીઠાં નહીં એવા;
એનું સ્વાદ નહીં આવે કેવા—હરી.

સવરી તારો જનમ મરણ ટળ્યો,
જુગ જુગ નામ સદા સુધર્યો;
લધા જોશીને અચીચલ કર્યો—હરી.

## શ્રી ગુરૂ વંદના.

હે ગુરૂ દયાલ અબ વિરામના લહો,
વિરામ પામો તો અમરૂં શ્રેય કાચ હો. ટેક.
સત્ય બોધ ધારા પ્રભુ, કદી ન તોડશો,
અજ્ઞાનરૂપી બંધનથી, સદ્ય છોડશો.—હે ગુરૂ ૧
શ્રમ જે આપીને તમોને માફ તે કરો,
દિન દુઃખી કિંકરોને આપો આશરો.—હે ગુરૂ ૨
મુખ સરોજ વચન તણી વૃષ્ટિ જો થસે,
કરણ પાત્રે પાન કરી, પાપ તો જસે.—હે ગુરૂ ૩
સુત તણા અપરાધ માત્રિ ચિત્તજો ધરે,
તે શિશુને પ્રાણ કેરી પુષ્ટિ કયાં મળે.—હે ગુરૂ ૪
અરૂણી થવા આપના જો ધારીએ અમે,
વસ્તુ એવી આપવા શું છે અમોહને—હે ગુરૂ ૫
માટે વારંવાર હું પ્રણામ તો કરૂં,
જીવન લગી આપ ચરણ મસ્તકે ધરૂં.—હે ગુરૂ ૬

આપ છાપ જો મળે તો યમનું ભય મટે,
કોટિ જન્મ ભટકવાનું ફંદ તો કહે.–હે ગુરૂ ૭
કરગરી કહે દાસ પ્રભુ અરજ ઉર ધરજો,
કરમલને લઈ અમારા મસ્તકે ધરો.–હે ગુરૂ ૮

---

ભજન,

પ્રેમની વાત છે ન્યારી,
ઓધવજી પ્રેમની વાત છે ન્યારી.—ટેક.
પ્રેમની વાતોમાં ઓધા તમે શું જાણો,
બીજા શું જાણે સંસારી.—ઓધવજી.
પ્રેમની વાતોમાં ઓધા, બ્રહ્માજી ભુલ્યા,
વેદ મેલ્યાં છે વિસારી.—ઓધવજી.
તમારો રંગ ઓધા, રંગ છે પતંગનો,
અમારો રંગ છે હરારી —ઓધવજી.
વેદ શાસ્ત્રમાં ઓધા, સ્ત્રી નવ તારી,
વ્રજવનિતાને કેમ તારી.ઓધવજી.
વહ્લભના સ્વામી પ્રભુ રસિક શિરોમણિ,
નીસરવાની નથી બારી.--ઓધવજી.

## ભજન.

રામ બાણુ લાગ્યા હોય તે જાણે,
 બોલ્યાં મુરખ મનમાં શું આણે.—ટેક.
ધ્રુવને લાગ્યા પ્રહ્લાદને લાગ્યા,
 તે તો ઠરી બેઠા ઠેકાણે,
ગર્ભવાસમાં શુકદેવને લાગ્યા,
 એ તો વેદ વચન પરમાણે.–રામ.
મોરધ્વજ રાજાનું મન હરી લેવા,
 હરી આવ્યા જે જે ટાણે;
લઇ કરવત મસ્તક પર મેલ્યું,
 ને પત્ની પુત્ર બેઉ તાણે.–રામ.
મીરાંબાઈ પર ક્રોધ કરીને,
 રાણોજી ખડ્ગજ તાણે;
વિષના પ્યાલા ગીરધરલાલે આરોગ્યા
 એ તો અમૃતને ઠેકાણે;
નરસિંહ મેતાની હુંડી સ્વીકારી,
 ખેપ ભરી ખરે ટાણે;
આગળ સંત અનેક ઓધાર્યા,
 એવું ધનો ભગત આણે–રામ.

## રાગ ફેરા.

જે કોઇ પ્રેમી અંસ અવતરે,
પ્રેમ રસ તેના ઉરમાં ઠરે. ટેક.
સિંહણ કેરૂં દુધ તેજવરી,
સિહના સુતને જરે,
વિના કંચન સઉધાતું પાતરમાં,
ફોડીને નીસરે પ્રે૦ ૧
સકળ જીવનું જીવન સાકર,
ખરના પ્રાણજ હરે,
ખારા સમુદ્રની માછલડી તે,
મીઠા જળમાં મરે. પ્રે૦ ૧
સોમવલી કોઈ પાન કરે નઈ,
તે શુધ્ધ બ્રાહ્મણ કરે,
વગર વંશને વમન કરાવે,
તે વેદ વાણી ઓચરે પ્રે૦ ૨
પ્રમ ભકિતપિને આ પુરૂષોત્તમ,
તે પુંઠે નવ ફરે,
દયારામ કહે તે પ્રીતમને,
શ્રી ગોવર્ધન ધરે. પ્રે૦ ૩

## રાગ—ગજલ.

જીને આપકો જોયા નહિ, મન મેલકુ ધોયા નહિ, ટેક
દિલ દાઘકું ધોયા નહિ, અંઘોલ કિયાસોં કયા ભયા.
કામન ગલેકા હાર હે, મન ફેલકા દરબાર હે,
મન કામસે સીરદાર હે, માલા લીયાસો કયા ભયા, જીને
માયા કરમકો ઠાઠ હે, મમતા જ્યું તૃષ્ણા બાંધકે,
સુતા વિષયકી ખાટમેં, હર હર કીયાસો કયા ભયા. જીને.
કુત્તા હુઆ ઉસમાલકા, ધંધા કરે જંજાલકા,
હરદા ભયા ચંડાલકા, કાસી ગયાસો કયા ભયા. જીને.
જોગીતે જંગમ સેવડા,સબ લાલ કપડે પેહેરતા,
મર્મ નહિ ઉસ હાલકા, કપડા રંગ્યાસો કયા ભયા. જીને.
જીંવતે પીતાકુ સુખ નહિ, મુવે હાડ લે ગંગા ગયા,
જન ચુનકા પીંડા કિયા, તરપન કીયાસો કયા ભયા. જીને.
મુંગા હુવા સંસારકા, જેસા કુંજડા બેજારકા,
આયા જ્યું તીરથ દ્વારકાં,છાપા લીયાસો કયા ભયા. જીને.
પંડિતસેં ગુધ્રડા ભલા, કયા મુરખસેં મુખ બોલના,
કહે કબીર કુંદન ભલા, કયા મુંજારે ચણ મોલકા. જીને.

## કીર્તન,

જ્ઞાની જ્ઞાન દશાની દોર કદી ચુકેન હિરે. ૧
વિધ વિધના વેવારો કરતાં,
સઘળું કરતાં છતાં અકરતાં,
દોર ઉપર જેમ સુરતા નટ ચુકે નહિરે જ્ઞાનિ. ૨
જળમાં કમળો નીશીદીન રહેતાં,
જલ સંગાતે તનમય થાતો,
અસંગતા પણ સંગ છતાં ચુકે નહિરે જ્ઞાનિ. ૩
રસના રસમાં રસમય થાતી,
સ્વાદે સ્વાદે તનમય થાતી,
અસંગતા પણ સંગ છતાં ચુકે નહિ. જ્ઞાનિ. ૪
જુવતી જલ ભરવાને જાતી,
સાત પાંચ ત્યાં ભેગી થાતી;
હસે રમે પણ જુવતી જલ ચુકે નહિરે. જ્ઞાનિ. ૫
બ્રહ્માનંદ કહે ભાવના રસીયા,
જગત વિષે સબ આશા તજીઆ.
જ્ઞાનિ ઉપર ધ્યાન લીયો ગુરૂ ગમથીરે, જ્ઞાનિ. ૬

## અંતિમ ઇચ્છા.

ઇતના તું કરના સ્વામી, જબ, પ્રાણ તનસે નિકલે.
ગોવિંદ નામ લેકર, ફરી પ્રાણ તનસે નિકલે.
શ્રી ગંગાજીકા તટહો, યા યમુનાજીકા બટ હો;
મેરે સાવરા નિકટહો.—જબ.
શ્રી વૃંદાવનકા સ્થલ હો, મેરે મુખમેં તુલસી દલહો;
વિષ્ણુ ચરણકા જલહો;—જબ.
સન્મુખ સાવરા ખડાહો, બંસીકા સ્વર ભરાહો;
તીરછા ચરણ ધરાહો—જબ.
શીર સોહના મુગટ હો, મુખડેપે કાલી લટહો;
યહી ધ્યાન મેરે ઘટહો —જબ.
જબ કંઠ પ્રાણ આવે, કોઇ રોગન સતાવે,
યમ દર્શન દીખાવે.—જબ.
મેરા પ્રાણ નિકલે સુખસે, તેરા નામ નિકલે મુખસે;
બચ જાઉં ઘોર દુઃખસે.—જબ.
ઉસ વકત જલદીઆના, નહિ સ્યામ ભુલજાના,
બંસી કી ધુન સુનાના—જબ.
યહ નેકસી અરજ હૈ, માનો તો કયા હરજહૈ.
કુછ આપકા ફરજ હૈ.—જબ.
વિદ્યાનંદકી યે અરજી ખુદગંજકી હૈ ગરજી
આગે તુમારી મરજી.—જબ.

## કીતન.

વાલોજી મારો પ્રેમ મગનમાં રાજી,
તેમાં શું કરે પંડિતને કાજી. ટેર.
યજ્ઞ થાએ ત્યાં જાંખીન જુવે,
આહેરના અંજાલીએ માગી,
કરમાં તે બાઇની વાલે ખીચડી આરોગી,
માથે છપ્પન ભોગ મેલ્યાં ત્યાગી. વાલોજી.
વિદુરને ઘેરવાલો પરાણે પધાર્યા,
કેળા લાવ્યા બે માગી,
અબળાએ લૈ આરોગી લીધાં,
વાલે તેણે ન જોયું જાગી. વાલોજી.
ગનકા હતી તે પોપટ પઢાવતી,
રામ રામ હીરલો ગાતી,
વૈમાને બેસાડીવાલે વૈકુંઠ પોચાડી.
તેમાં સંસારની ભ્રાંતી ભણી. વાલોજી.
ભેખ ભકતની હાંસી કરે,
તેમાં દુન્યા રહી છે રાજી,
નરસિંહના સ્વામીવાલો.
અંતર જામી માથે ગીરધર રહ્યાછે ગાજી વાલોજી.

## રાગ નાટકી.

મુખડાની માયા લાગીરે, મોહનતારા મુખડાની માયા લાગીરે.
મુખડું મેં જોયું તારૂં, સર્વ દુઃખ ગયું મારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂં રે.—મોહન. ૧
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએરે.—મોહન. ૨
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેરે શીદ જઇએરે,—મોહન. ૩
પરણુતો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારે;
રંડાપાનો ભય ટળયોરે.—મોહન. ૪
મીરાબાઈ બલેહારી, આશા એક મને તારી,
હવે હું તો બળ ભાગીરે.—મોહન. ૫

---

## કીર્તન.

તું ચામડેકી પુતડા ભજન કરીલે.
ભજન કરીલે હરીન રટીલે. તુ.
ચામડેકી પુતડાને ચાવે નાગર પાન,
અછા અછા કપડા પહેરે, છોડ ચલે અભીમાન. તું.
ચામડેકા હાથી ઘોડા, ચામડેકા ઉંટ
ચામડેકી સારી દુનિયા દેખો ચારે ખુંટ તું.

ચામડેકા પશુ પક્ષી ચામડેકા નાગ,
ચામડેકી સારી દુનિયા ચામડેકા વાઘ.—તું.
ચામડેકા વાછરડાને ચામડેકી ગાય,
ચામડેમેં દુધ નીકળે ચામડેમેં સમાય.—તું.
ચામડેકા બાદશાહને ચામડેકા મીર,
ચામડેકી સારી દુનિયા કહે ગયે કબીર.—તું.

## કીર્તન.

શાને માટે તું ભજતો નથી, સેહેજે સીતારામરે;
આ કાયા તો તારી નથી, હાડકાને ચામરે;
તેમાં તે શું મોહી રહ્યો છે, ગાફલ ગુલામરે–શા ૧
પાંડવોની પ્રતિજ્ઞા પાળી, દ્રૌપદીના ચીરરે;
સુદામાની વેળા વાળી, ઉગાર્યો પ્રહલાદરે–શા ૨
રાવણ સરખા રાણા હતા, સોના સરખા ધામરે;
સવા લક્ષ જેના પુત્ર હતા, તેના નથી ઠેકાણા ઠામરે–શા. ૩
આગળ તો તારે હુકમાઈ હતી, ઘેર હતા ગુલામરે;
બાજીગરનો વાંદરો ભાઈ, ભરાવશે સલામરે–શા. ૪
ઉંચી મેડીને અજબ ઝરૂખા, નીચા નીચા ધામરે;
છત્રપતીઓ ચાલ્યા ગયા, તેના નથી ઠેકાણા ઠામરે;–શા. ૫

ધાઈ ધુતી ધન ભેગું કીધું, દાટયા રહેશે દામરે;
બાપ દાદા જેના વહી ગયાં, એના ખોળી કાઢો નામરે—શા. ૬
પાપની તો પાળો બાંધી, ધરમ નહિ લગારરે
કહે ભવાન ભાઇ સાંભળો, ભજી લીયો ભગવાનરે—શા. ૭

---

## કીર્તન.

ભાવે ભજતાં તે ત્રીભુવનનાથ, શરમ તેમાં શાની કરવીરે;
વહાલો રીઝવતાં વિશ્વનાથ, શરમ તેમાં શાની કરવીરે;
સેવે બુઢાવાળાને જેને જુંવાન—શરમ.
ધનવાન અને વિદ્વાન—શરમ.
ભજી ગયાં છે જેને મોટા ભુપ—શરમ.
ધ્રુ પ્રહલાદ રાજાનાં પુત્ર—શરમ.
ઓધવ અક્રુરને અંબરીષ—શરમ.
રાજા ખટવાંગ જનક પરીખ—શરમ.
તજ્યું ભરતે જેને માટે રાજ—શરમ.
મીરાંબાઇએ ન રાખી લાજ—શરમ.
કરજોડી કહે છે દાસોના દાસ—શરમ.
અંતે જાવું છે પ્રભુની પાસ—શરમ.
કહે છે જાદવ નથી બુરૂં કામ—શરમ.
ભાવે ભજતાં તે શ્રી ભગવાન—શરમ.

## પ્રભુ પ્રાર્થના.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ
સૌનું કરો કલ્યાણ.–ટેક.

નરનારી પશુ પક્ષીની સાથે (૨)
જીવજંતુનું તમામ–દયાળુ૦

જગના વાસીઓ સૌ સુખ ભોગવે (૨)
આનંદે રહી આઠો જામ–દયાળુ૦

દુનિયામાં દરદ દુકાળ પડે નહીં (૨)
ઊજડે નહિ કોઈ ગામ–દયાળુ૦

સર્વે જગે સુખકારી વધે ને (૨)
વળી વધે ધન ધાન્ય–દયાળુ૦

કોઈ કોઈનું બુરું ન ઈચ્છે (૨)
સૌનું ઈચ્છે સહુ સમાન–દયાળુ૦

પોત પોતાના ધર્મ પ્રમાણે (૨)
સર્વ ભજે ભગવાન–દયાળુ૦

---

કાચું કાચું જીવન સાચું જાણમારે–એ રાગ.

બાવો લાંબો લાંબોની તડાક બાવો લાંબો દોઢ,
પ્રયાગ વડતે પાનડે કેમ સામણા સડાક–બાવો.

ગોકલમાં ગોઠણીએ રમતાં મૈયારીના માખણ ખાતાં,
વૃંદાવનની ગોપી સાથે કરતા પ્રભુ તડાક-આવો.
પ્રલાદની પ્રતિજ્ઞા રાખી, અંતર જામી પધાર્યા,
હિરણાકંશને પછાડી નાંખ્યો કડ કડકડાટ-આવો.
રાધે કુંડ પર રાસજ રમતાં, દુનિયા દેખે ઠાઠ;
પાવુમાં ઘુગરીયા વાગે ગણ ગણગણાટ-આવો.
નામદેવ કહે સુણો પ્રભુશ્રી કૃષ્ણ મોરે પાસ;
જલ ભરીને વેલા આવો, આવોને જમુના ઘાટ-આવો.

---

અહંકાર.

બચ્ચા મત કરના અભિમાન,
એક દીન નીકલ જાએગા પ્રાણ;
રાવણ કેરી સંપત દેખા ફીરત લંકમેં ઢુંઢી;
રામચંદ્રકા લગા ઝપાટા,
ધુસડ ગઇ દશ મુંડી-બચ્ચા.
દુર્યોધનકા વૈભવ દેખો, બાર હજાર હાથી;
ભીમસેનકી લગી ગદા જબ,
બનકી હો ગઇ મટી-બચ્ચા.

છ બાલક કંસને મારકે, મસ્ત ભયે મથુરામાં;
બાલકૃષ્ણકા લગા ઝપાટા,
દૈત્યકું મારા પલમેં–અચા.

કહેત મચ્છંદર સુનો ગોરખ,
મનુષ્ય દેહ વારંવાર નહિ આવે;
જો નર કૃષ્ણ ચરણ નહિ સેવે,
સો નર ગોથાં ખાવે–અચા.

---

## શરીરરૂપી બંગલો.

બંગલા ખુબ બના મહારાજ, જેમે નારાયણ બોલે;
ઇસિ બંગલેમે નવ દરવાજા, બિચ પવનકા થંભા;
આવત જાવત કોઇ ન દેખે, યેહી બડા અચંબા.–બંગલા.
ઇસિ બંગલે મે બાજા બાજે, બાજે સાંજ સવેરી;
તાલ પખા ઓર મૃદંગ બાજે, બંસી ધુન ફેરી–બંગલા.
હાડ ચામકી દેહ બનાઈ, તામે નાડીકા કોટ;
બાજીગરને ખેલ મચાયા, રંગજ ખુબ ચઢાયા.–બંગલા.
પાંચ પચીસ પાત્ર નાચે, મનવા તાલ બજાવે;
સુરત નરતકી મૃદંગ બાજે, રાગ છત્રીસેં ગાવે.–બંગલા.

રોમ રોમકી છોઈ બનાઈ, ત્રણ ગુણકા ગાવે,
કહે કબીર સુનો ભાઈ સાધુ, ચેતન સુનનેવાલા.—બંગલા.

---

ભાવિ બળવાન છે, તેના વિષે મહાપુરૂષોના વચન x

દોહરા.

કહાં કાશી કહાં કાશમીર ખુરાશાન ગુજરાત,
તુલસી એસે જીવકું, પ્રારબ્ધ લે જાત.

તુલસી રેખા કરમકી, કબુ ન મીટે ગમ;
મેટન હાર સમરથ હય, પણ સજ કીઆ એ કામ.

સમય સદા બળવાન હૈ નહિ પુરૂષ બળવાન;
કાબે અર્જુન લુંટીઓ, એહિ ધનુષ એહિ બાણ.

કુંડળીઓ.

કોડી ન મીલે ભાગ બીન, હુન્નર કરો હજાર;
કયું નર પામે સાહેબી, બીના લેખ કીરતાર;
બીના લેખ કિરતાર, સપ્ત સમુદ્ર ફિર આવે;

---

x ભાવ બળવાન વિષે એક સ્વતંત્ર પુસ્તક અમારા તરફથી લખી તૈયાર થયું છે તે ઇશ્વરની ઇચ્છા હશે અને પ્રગટ થાશે તેમાં વિશેષ વાંચવું.

ભટકત ફરે બે કાજ, ગાંઠકી લાજ ગમાવે;
કહે દીન દરવેશ, હીંડો દશોદશ દોડી;
હુન્નર કરો હજાર, ભાગ બીન મીલે ન કોડી. ૧

## રાગ—કાફી—તાલ લાવણી.

સોચ જન કરહું ન નરનારી (૨)
હોન હારસો હોત જગતમેં,
ટલત નહીં ટારી. ટેક
સગર નૃપ મખ આરંભ કીનો (૨)
સુરનાયક મતી મંદ સમજ યહ,
કારન મન લીનો;
યજ્ઞકો અશ્વ હરી લીનો (૨)
સાઠ સહસ્ત્ર સુત મરે ભુપકે શ્રાપ કપીલ દીનો,
બાત બીપરીત ભઈ ભારી (૨) હોન—(૧)
અવધ પતિ યહમતી ઉપજાઇ (૨)
રાજરામકો દેને ચીજ પ્રભુ મંગલકી રાજવાઇ,
બાત સુનકે કે કૈ અકલાઈ (૨)
બચન માગી બનમાહે સીધાયે લછમન રઘુરાઇ,
સંગ ગઇ જનક સુતા પ્યારી. હોન—(૨)

પાંડુસુત ધુત રમે જબહીં (૨)
હય કુંજર ધનસદન સંપદા હાર ગયે સબહીં,
ચલત નહી બીનું બહાન કબહીં (૨)
સાચ્યાદે બીનું ચલત વિધાતા વામભયા જબહીં,
ગુપ્ત રહે વર્ષ અષ્ટચારી (૨) હોન–૩

એક દિના સતકાજ તજે સુખ રાજધાની,
અચાનક એસીભઈ ગ્લાની (૨)
ચંદ્રમુખી સુકુમાર નીચકે દ્વાર ભરત પાની,
ઇશકી રચના હે ન્યારી (૨) હોન–૪

ચરિત્ર યહ હોનેકા બરના (૨)
લીખા ભાલમેં લેખ વિધાતા,
સો કુછુ નહિં ટરનાં,
તાં હિતે ધીરજ મન ધરના (૨)
દેવીદાસ તજ કુડ કપટ,
ભજ રઘુવર ચરના,
સકલસો નેકી રખ સારી. (૨) હોન–૫

## આપણું ધાર્યું થતુ નથી માટે શોચ નહિ કરવા વિષે.

ચાલ લાવણીની રીતની.

ચિત તું શીદને ચીંતા ધરે,
કૃષ્ણને કરવું હોય તે કરે,
સ્થાવર જંગમ જડ ચૈતનમાં,
માયાનું બળ ઠરે,
સ્મરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું,
જન્મ મરણ ભય હરે. કૃષ્ણ ૧
નવમાસ પ્રાણી કૃષ્ણચંદ્રનું,
ધ્યાન ગર્ભમાં ધરે,
માયાનું આવરણ કર્યું ત્યારે,
લક્ષ ચોરસી ફરે. કૃષ્ણ ૨
તું અંતર ઉદ્વેગ ધરે તેથી,
કારજ શું શરે,
ધણીનો ધાર્યો મનસુબો,
હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણ ૩
દોરી સર્વની એના હાથમાં,
ભરાવ્યું ડગલું ભરે,
જેવો જંત્ર વગાડે જંત્રી,
તેવા સ્વર નિસરે. કૃષ્ણ ૪

થનાર વસ્તુ થયા કરે જગમાં,
શ્રીફલ પાણી ભરે,
જનાર વસ્તુ એણી પેરે જાશે,
જેમ અજગર કોઠું ગળે. કૃષ્ણ ૫

જેવું જેટલું જયમ કાળે,
તે તેને કર ઠરે,
એમાં ફેર પડે નહીં કોઇથી.
શીદ કુટાઈ તું મરે. કૃષ્ણ ૬

તારૂં ધાર્યું થાતું હોય તો,
સુખસંગે દુઃખ હરે,
આપ આપણું અજ્ઞાનપણું એ,
મુળ વિચારે ખરે. કૃષ્ણ ૭

થવાનું અણ ચિંતવ્યું થાશે,
ઉપનિષદ્ ઉચરે.
રાખ્ય ભરોસો રાધાવરનો,
દયાસીદને ડરે. કૃષ્ણ ૮

## રાગ પ્રભાત.

પ્રભુએ ધાર્યું હોય તે થાય.—ટેક

ડહાપણ કોઇનું કામ ન આવે (૨)
કરોને કોટી ઉપાય હાંરે હાંરે કરોને—પ્રભુ૦

ભીમ અર્જુન, સહદેવ, નિકુળ પાંચમા ધર્મ કહેવાય;
એ પાંચેના દેખતાંજીરે, સતી તે કેમ લુંટાય—પ્રભુ૦

રામ જેવા સતપુરૂષ કહીએ, ને તે પણ વનમાં જાય;
સતી સીતાને કલંક ચઢાવ્યો, તો રાવણ શીર રોળાય—પ્રભુ૦

રાજા જ્યારે રઢ લાગી ત્યારે મૃગયા રમવા જાય;
એરે ઋષિને કોઈ દુભસે, તેને તરત સર્પ દંશ થાય—પ્રભુ૦

પરીક્ષિત રાજાના જન્મે જય કહાવે,
ને તે પણ રાજા કહેવાય;
જમન કરતાં રંભાને વરતાં,
અઢાર બ્રહ્મ હત્યા થાય—પ્રભુ૦

શુભ મુહુર્ત ને શુભ ચોઘડીયા, શુભ ગ્રહ લેવાય;
સારા મુરત જોઈ લગન લખીઆં, તોય રંગ ભરેલી રોળાયપ્ર-ભુ૦

હાણ વૃદ્ધિ છે હરિને હાથે, મુરખ મન મલકાય;
કરનારો તો કરી રહ્યો છે અણસમજુ અથડાય.—પ્રભુ૦

## કીર્તન.

ગઢપણ મારે નથી જોઇતો અલ્યા જીવડા (૨)
હાથમાં છે લાકડી, ને પગમાં છે ચાકડી,
શરીર થયું શાવ ખોખું—દોઢ.
ઓઢવી પડે દાબરી, પીવી પડે રાબડી,
દાંત વિનાનું મોઢું બોખું રે—ગઢપણ.
સુવા તુટલ ખાટલી, થુકવા ફુટલ માટલી,
ખાંસીના આવે તો ખાવું જોકું રે—ગઢપણ.
કેડ રહ્યા ને ઘુડા રહ્યા બાપજી;
કાયા કંપેને ડગે ડોકું રે—ગઢપણ.
આંખ નાકમાંથી નીર જરે છે,
આંખે દેખું હું તો ઓછું રે—ગઢપણ.
વવરૂ વઢે છે પીટયો મરતો નથી દોશલો;
મરે તો ઘર થાય ચોખું રે—ગઢપણ.
વલભ કહે છે મોત આવ્યું હવે ઢુકડું;
પ્રભુનું નામ નિત લેતું રે—ગઢપણ.

# દોહરા દોહન.

દયા ધર્મ કો મૂલ હે, પાપ મૂલ અભીમાન;
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમે પ્રાણ. ૧
જહાં દયા તહાં ધર્મ હે, જહાં લોભ તહાં પાપ;
જહાં ક્રોધ તહાં કામ હે, જહાં ક્ષમા તહાં આપ. ૨
સત્ય વચન અરૂદીનતા, પર સ્ત્રી માત સમાન;
ઈનકું વૈકુંઠ ન મીલે તો, તુલસી દાસ જમાન. ૩
તુલસી ગરીબ ન સતાવીએ, બુરી ગરીબકી હાય;
મુએ ઢોરકે ચામસેં, લુહા ભસ્મ હો જાય. ૪
તુલસી યે સંસારમેં, ભાત ભાત કે લોક;
સબસે હીલ મીલ ચાલીએ, નદી નાવ સંજોગ. ૫
કહાં કાશી કહાં કાશ્મીર, ખુરા સાન ગુજરાત;
તુલસી એસે જીવકું, પ્રારબ્ધ લે જાત. ૬
ઉંચા કુલ કીસ કામકા, જ્યાં નહિ હરીકો નામ;
તુલસી કુલ નીચો ભલો, જીસ મુખ હરીકો નામ. ૭
તુલસી પંછી પીનેસે, ઘટે ન સરીતા નીર;
ધર્મ કીએ ધર્મ ના ઘટે, સહાય કરે રઘુવીર. ૮
તુલસી નીચે જનસે, બને ન ઉંચે કામ;
મઢત નગારા ના બને, ચુવા કેરે કામ. ૯

તુલસી તબમેં જાનીયો, બડો ગરીબ નિવાજ;
મોતી કણ મોઘા કીયા, સોંઘા કીયા અનાજ. ૧૦

એક ઘડી આધી ઘડી, આધીમેં પણ આધ;
તુલસી સંગત સાધુકી, કટે કોટી અપરાધ. ૧૧

તુલસી કીડા લીમકા, ચખા ચાહે ખાંડ;
મન ચાહે વૈરાગકું, ઘરકું ચાહે રાંડ. ૧૨

તુલસી વશીકરણ મંત્ર હે, તજીએ વચન કઠોર;
મીઠી મીઠી બાત હે, વશીકરણ નહિ ઓર; ૧૩

આવ નહિ આદર નહિ, નહિ નેનનમેં નેહ;
તુલસી વહાં ઘર ન જાઇએ, કંચન વરસે મેહ. ૧૪

આવ હય આદર હય, હયે નેનનમેં નેહ;
તુલસી વહાં ઘર જાઇએ, પથ્થર વરસે મેહ. ૧૫

સતીયા સત નવ છોડીએ, સત છોડે પત જાય;
સતકી બાંધી લક્ષ્મી, ફીર મીલેગી આય. ૧૬

તુલસી પરઘર જાય કે, દુઃખ ન કહીએ રોય;
ન અપના ભરમ ગુમાવીએ, જો હોના હોય સો હોય ૧૭

તુલસી રેખા કરમકી, કબુ ન મીટે રામ;
મેટ સમર્થ હય પણ, સમજ કીયો હય કામ. ૧૮

ન ધન રહે ન જોબન રહે, ન રહે ગામને ઠામ;
તુલસી જગમેં જસ રહે, કરદે કીસીકા કામ. ૧૯

પરધન પથ્થર જાણીએ, પરસ્ત્રી માત સમાન;
એટલું કરતાં હરિ ના મીલે, તુલસીદાસ જમાન. ૨૦

માધવ કહે ઓધવને, માણસે માણસે ફેર;
એક લાખ ખરચતા ના મળે, એક ત્રાંબીઆનાં તેર ૨૧

જનની જણતો હરિ ભકત જણ, કાં દાતાકાં શૂર;
નહિ તો રેજે વાંઝણી, મત ગમાવીસ નૂર ૨૨

કંચન ત્યાગો સેહેજ હય, સેહેજ ત્રીયાકો નેહ;
માન બડાઈ ઓર ઇર્ષા, તુલસી દુર્લભ દેહ ૨૩

અગન પલિતા રાજ દંડ, ચોર મુસ લે જાય;
ઇતિને દંડ દુનિયા સહે, ધર્મ દંડ સહયો ન જાય ૨૪

કહેણી મીસરી ખાંડ હે, રહેણી તાતા તેલ;
કહેણી કહે વે રેહેણી રખે, એવા વીરલા ખેલ. ૨૫

પોથીસો પોથી બની, પંડિત બને ન કોય;
અઢી અક્ષર પ્રેમકે, પઢેસો પંડિત હોય. ૨૬

પશુકી તો પનિયા ભઇ, નરકો કછુ ન હોય;
નર જો કરણી કરે તો, નરકો નારાયણ હોય. ૨૭

ચલના ભલા ન કોસકા, દુહિતા ભલી ન એક;
મંગના ભલા ન બાપસે, જો પ્રભુ રાખે ટેક. ૨૮

ગુરૂ બીન જ્ઞાન ન ઉપજે, ગુરૂ બીન મલે ન ભેદ:
ગુરુ બીન સંશય ન મીટે, જય જય ગુરૂદેવ. ૨૯

તુલસી એ સંસારમે, પંચ તત્વ હે સાર;
સંત સમાગમ હરિભજન, દયા દાન ઉપકાર. ૩૦

જ્ઞાન ગરીબી હરિ ભજન, કોમલ વચન અદોષ;
તુલસી કબહુ ન છાંડીએ, ક્ષમા શીલ સંતોષ. ૩૧

તુલસી જગમેં આયકે, કરી લીજે દો કામ;
દેનેકો ટુકડા ભલા, લેનેકો હરિ નામ. ૩૨

ચતુરાઇ ચુલે પડી, ધીક પડયો અવતાર;
તુલસી ભગવત ભકિત બીન, ચારો વર્ણ ચમાર. ૩૩

તુલસી અજ્ઞાની જન, કયું ધરત નહિ ધીર;
પીછે બાલક જન્મ લે, આગે ઉપજત ખીર. ૩૪

કામ ક્રોધ મદ લોભકી, જલ લગ મનમે ખાન;
તુલસી પંડિત મુરખા, દોઉ એક સમાન. ૩૫

પ્રેમ બરાબર યોગ નહિ, પ્રેમ બરાબર ધ્યાન;
પ્રેમ ભકિત બીન સાધવા, સબહી થોથા જ્ઞાન. ૩૬

લક્ષ્મી કહે મેં નીત્ય નવી, કેની ન પુરી આશ;
કીતને સીંહાસન ચઢ ગયે, કીતને ગયે નીરાશ. ૩૬

નારી નાગણ એસી, નારી દો તરફસે ખાય;
જીવ તે જીવતો ધન હરે, મુવે નર્ક લઇ જાય. ૩૮

નારી સબ નઠારી મત કહો, કોઇ તો રતનકી ખાણ;
નારીસે નર ઉપજયાં, ધ્રુવ પ્રહલાદ સમાન. ૩૯

શ્રદ્ધા વિના શ્રવણ નહિં, મનન નહિ તે વિણ થાય;
નિદિધ્યાસ પણ નવ બને, કેમ બ્રહ્મ દર્શાય. ૪૦
વિવેક વૈરાગ ન ઉપજે, શમ દમાદિ ન સધાય;
મુમુક્ષુપણું ન સંભવે, જ્યાં શ્રદ્ધાનો અભાવ. ૪૧
મન ત્યજ અજ્ઞાનને, ભેદ ભ્રાંતિ કર દૂર;
ભેદે ભય બહુ ઉપજે, ભયે અશાંતિ પૂર. ૪૨
મમતાને તું પર કરી, કોઇથી પ્રીતિ ન જોડ;
કરવી હોય તો બ્રહ્મમાં, કરી તું જીતે હોડ. ૪૩
સિંહ વ્યાઘ્ર હસ્તી મગર, માર્યા અજગર આપ;
માર્યા શત્રુ બહારના, તે સૌ કાચા આપ. ૪૪
મહા પાપી મહાનીચને, મહા અસન જે કામ;
તેને જે મારી શકે, સુરો તેનું નામ. ૪૫
ત્યજી સ્થુળતા જો કદી, બતક અનલ નહિ થાય,
પરમાનંદ ન પામશે, દુઃખ ચિંતા નહી જાય. ૪૬
દયાળુ સદ્દગુરૂ દેવને, પ્રેમે કરી પ્રણામ;
તન અભિમાન તજી કરી, ધરૂ રદય પ્રભુ નામ. ૪૭
જીવતું કર્તવ્ય જાણજે, ત્યજી આળસ પ્રમાદ,
સમય બહુ મોઘો ગણી, ત્યજજે વાદ વિવાદ. ૪૮
ઘણા પુણ્યના ઉદયથી, મળ્યો મનુષ્ય અવતાર,
પ્રીતે તેને સફળ કર, ધરી શુભ વિચાર.

સદ્‌ગુરૂ પદ પુજતાં, પ્રગટે પરમ પ્રકાશ;
સંસૃતિ નસે સમુલતે, અક્ષય સુખ આવાસ. ૫૦
સાધન સર્વ સમાજ મેં, ગુરૂભકિત હિ ગરીયાન,
કહે નિગમ મુનિ સંત સબ, સામન સંશય માન. ૫૧
પ્રાતસમે નિતનેમસું, ધરિયેં ગુરૂપદ ધ્યાન,
જાકેં પરમ પ્રસાદસેં, ઉપજે આત્મજ્ઞાન ૫૨
રે મન આન ઉપાય તજી, ભજ દૈશિક આદેશ,
યાતેં તંવ ભટકન મિટે; છુટે કાય કલેશ. ૫૩
અવસર પરમ અનૂપ અબ, કરો યતન જન સોઇ,
યાતે યા સંસારમેં, પુનરાવૃતિ ન હોઇ. ૫૪
જન્મ મરન ભવ ચક્રમેં, કિયા ભ્રમણ કહિ કાલ,
બલેહારી ગુરૂદેવકી, કટયો જગત જાંજાલ. ૫૫
રૂણા શમ્બર સેવધિ, હંશવંશ અવતંશ,
હરિ ગુરૂપદ માનસ વસત, મોકિતક પાવે હંશ. ૫૬
શ્રધા ઉપજે રદયમાં, તેથી ઉત્સાહ થાય,
ઉત્સાહે શુભ યત્ન થઇ, કાર્ય સફળ થઇ જાય. ૫૭
મન ઇન્દ્રિયને વસકરી, કર કુર્તકનો ત્યાગ,
સત્પુરૂષનું શરણુ ગ્રહી, ત્યજ વિષ્ય અનુરાગ. ૫૮
નિત્ય ઇશ્વર પાસ તું, કર વિનય શુભ રીત,
સાચી શ્રધા પામવા, મનમાં ધરીને પ્રીત. ૫૯

## કુંડલીઓ.

કોપ કરે કિસ પુરૂષપર, પરમેશ્વર જબ આપ,
લોકો સાથ મિલાપ ફીર, ચાહે દીન ઔર રાત,
ચાહે દીન ઓર રાત, વાસના ઉપજે ખોટી,
કૃપણાતાકે લીએ, બુદ્ધિ હો જાવે મોટી,
કહે ગિરિધર કવિરાય, આપના કરકે લોપ,
અનાત્મ ચિંતન કરે, યહી ઇશ્વરકા કોપ.

---

રાગ એજ.

---

કરે કૃપા જીસ પુરૂષ પર, આતિષય કરકે રામ,
તાકો કોઇના સ્ફુરે, લૌકિક વૈદિક કામ,
લૌકિક વૈદિક કામ, રહે નહિ કરનો બાકી,
હર જગા હર વખત, બ્રહ્મકી હોય ઝાંખી,
કહે ગિરિધર કવિરાય, અવિદ્યા જીસકી મરે,
સર્વ ક્રિયાકી માહીં એક ખુદ દર્શન કરે,

## રાગ એજ.

કાલ કામ કરનાજો; તો કરીએ આજ.
મુલ અવિદ્યા નિંદકે; શીઘ્રહીતું અબ જાગ;
શીઘ્રહી તું અબ જાગ; અપનો કરલે કારજ;
એસો માનવ દેહ; ફીર નહિ મિલહે ચારજ;
કરે ગિરિધર કવિરાય કાટકર ભ્રમકે જાલ;
લખો આપના રૂપ; કાલકા જોહે હાલ.

---

## રાગ એજ.

પોથી પાના ફેંકકર; વિચરો હોઇ નિષ્કામ.
આતમ અનુસંધાન કર દિલમે રહે આરામ.
દિલમે રહે આરામ, ઔર ઔર કછુ ફ્રેન શંકા;
અહં બ્રહ્મ પરિપુરણ નિશ દિન બાજે ડંકા
કહે ગિરિધર કવિરાય, દ્રષ્ય તુહુજ બિન થોથી
તું સબકા અધિષ્ઠાન આરોપિત જીસમેં પોથી,

## રાગ—એજ.

ભિક્ષા ખાવે માંગ કે રેહે જહાં ત્હાં સોઈ,
કામ ન રાખે કીસીસે, જો હોવે સો હોઈ.
જો હોવે સો હોઈ, વિરહરકતકી યેહી નિશાની;
બ્રહ્મ વિદ્યા વિના, અવર બોલે નહિં બાની.
કેહે ગિરિધર કવિરાય, જ્ઞાનકી દેવે દીક્ષા;
ખુધા નિવારણ અરથ, માગકર ખાવે ભીક્ષા.

## રાગ—એજ.

જ્ઞાન ઘટે નર મૂઢ કે સંગત,
ધ્યાન ઘટે બીન ધીરજ પાઈ,
આરસ કરકે નિયમ ઘટે,
ઓર જોર ઘટે સ્નેહ લગાઈ.
લાજ ઘટે પરનારી કે સંગત,
પ્રીત ઘટે નિત્ય કે ઘર જાઈ.
માન ઘટે કુછ મુરખસે માગત,
બુદ્ધિ ઘટે બહુ ભોજન પાઈ.

ઔષધ કરકે રોગ ઘટે ઓર,
શોક ઘટે ગુરૂકે શરણુ જાઇ.
દાસ વિહારી દારિદ્ર ઘટે,
સુખ ગોવિંદ ગોવિંદ કે ગુણુ ગાઇ.

---

રાગ—એજ.

બંદા બાજી જુઠ હેં, મત સાચી કર માન,
કહાં બિરબલ ગંગ હેં, કહાં અકબર ખાન.
કહાં અકબર ખાન, ભલે કે ભલી ભલાઇ,
કહાં સિકંદર ભયે, જુનાકી ખબર નવાઇ.
કહે દીન દરવેશ, યહ નર ગાફલ ગંદા,
મત સાચી કરમાન, જુઠ હેં બાજી બંદા.
બદા જાણે મેં કરૂં, કરનહાર કીરતાર.
તેરા કર્યા સોનહિ હુવે હુવે સો હોનાર;
હુવે સો હોનાર ભાર નરકું હી લેવે.
અપ જશ કરે અબૂજ નાવ નારાયણુ ખેલે,
કહે દીન દરવેશ હુકમસે પવન હલંદા,
કરનહાર કીરતાર, કહા તું કર હે બંદા.

---

મનહર.

કામ ક્રોધ આંખ છતાં, અંતરે અંધાપો આપે,
કાન છતાં બધીર બનાવે છે,
રૂડી રીતિ નીતિને રખાવે દૂર,
ભારે ભારે લાભને ભૂલાવે છે.
વિનય વિવેક વિશરાવી દીયે,
દુષ્ટ દુરાચારમાં દટાવે છે.
કેશવ કહું શું કામ, ક્રોધ તણું દુષ્ટપણું,
ભવાટવી માંહિ ભુંડે હાલે ભટકાવે છે.

---

કીર્તન.

ભક્તોની ભીડે કયાં ન આવ્યોરે, હું તો ભક્તોની.
એમ કહે છે શ્રી રણછોડરાયરે, હું તો ભક્તોની.
કબીર સારૂં હું તો વણજારો થઇને (૨)
પોઠ ભરીને ઘેર લાવ્યોરે—હું તો.
ધના ભક્તની મેં ખેતી નીપજાવી (૨)
ઘઉંના ગાડાં ભરી લાવ્યોરે—હું તો.

સેના ભકત સારૂં સન્મુખ રહીને (૨)
હું સેનો નાવી કહેવાયોરે-હું તો.
પ્રહલાદની મેં તો પાળી પ્રતિજ્ઞા (૨)
સ્થંભમાં વાસ કરાવ્યોરે-હું તો.
નામદેવ સારૂં મેં મારેજ હાથે (૨)
ઘરનો છાપરો છાંયોરે-હું તો.
દામાજી સારૂં સામો મહાર થઇને (૨)
ભરણું ભરીને પહોંચ લાવ્યોરે-હું તો.
નરસિંહ મહેતાને માંડલિક મારવાને આવ્યોરે (૨)
કેદારો મધ્ય રાતે લાવ્યોરે-હું તો.
કુંવરબાઇનું મેં પુર્યું મામેરૂં, (૨)
મેં સૌનો કર ચુકાવ્યોરે-હું તો.
દાસ નારાયણસિંગ કહે કરૂણા કરીને (૨)
કૃષ્ણજીએ કર મારો સાહ્યોરે-હું તો.

---

## કીર્તન

ગુવ નથી થયોરે, સીદ ગુમાનમાં ઘુમે;
જન જોઇને હૈડું ન હરખે, મર્વન હરિગુણ ગાતાં (૨)
ધામ ચટકી નથી ફટકી, (૨) ક્રોધ લોચન રાતાં.-વૈ૦

તુંજ સંગે કોઈ વૈષ્ણવ થાય, તો તું વૈષ્ણવ સાચો (૨)
તારા સંગનો રંગ ન લાગે (૨) ત્યાં લગી તું કાચો-વૈ૦

પરદુઃખ દેખી હૃદય ન દાઝે, પરનિંદાથી નથી ડરતો (૨)
વહાલ નથી વિઠ્ઠુ સું સાચું (૨) હઠે તું હું હું કરતો-વૈ૦

પરોપકારે પ્રીત ન તુજને, સ્વાર્થ છુટયો છે નહિ (૨)
કહેણી તેવી રહેણી નનળે, (૨) કયાં લખ્યું એમ કહેને-વૈ૦

મન તણો ગુરૂ મન કરીશ તો, સાચી વસ્તુ જડશે (૨)
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે-વૈ૦

---

રામ લક્ષ્મણ વન સીધારીએ-એ ઢાળ.

ધન્ય ધન્ય દિવસ ઘડી આજની,
માગ્યો ભવ તરવાનોરે સજ,
કરી લ્યોને કાજ-ચાલો. ૧

સદ્‌ગ્રંથ શ્રવણ કરો ભાવથી,
થાય સંશય સર્વનો નાશ; મટે દેહાધ્યાસ-ચાલો. ૨

નર દેહ તરવાનું રે નાવ છે,
કર્ણધાર રૂપી ગુરૂદેવ તારે તત ખેવ-ચાલો. ૩

દૈવી સંપદના ગુણ ધારીને,
દયોને અસુર સ્વભાવને ટાળી, વિષય વૃતિ વાળી-ચાલો ૪

વિષય ભોગને વિષવત જાણીને,
તનમનથી કરો પરિત્યાગ મટે ખ રાગ—ચાલો. ૫
દામ ચામની કામના મુકીને,
પરિગ્રહ સાથે કરો પ્રીત; થઇ ઇંદ્રિય જીત—ચાલો ૬
જાતિ વર્ણ આશ્રમ કલ્પીત છે,
સત્ય સમજી કરો સમાધાન, મુકી અભિમાન—ચાલો. ૭
મોહ મમતા માયાનો મુકી કરી,
કરો સંત ચરણમાંય વાસ, મિટેયમ ત્રાસ—ચાલો. ૮
માત તાત દારાને દીકરા,
કોઈ કેનાં નથી મતિ મંદ મુકી સર્વે ફંદ—ચાલો. ૯
પ્રાણી અવધિ અચાનક આવશે,
ત્યારે કરશે નહિ કોઈ સાર કુટુંબ પરિવાર—ચાલો. ૧૦
ગયા દેવ દાનવને રે માનવી.
ગયા માટા મોટા મહીપાલ, મુકી ધન માલ—ચાલો. ૧૧
પ્રાણી ગઇ પળ પાછી ન આવ ,
દાસ ગરીબ મિથ્યા ઘરબાર મુકી મધ લાર—ચાલો. ૧૨

---

ઓધવજી સંદેશો—એ રાગ.

સાંભળ સજની, આ ઉત્તમ સદ બોધને
અમીરસ સમજી, અંતર માંય ઉતાર જો;

મિથ્યાવાત મુકીને, સુણ વચનામૃતો,
હાથ મળેલા હીરાને, નવ હાર જો. ૧
નિદ્રાનું ટાણું રે, સજની આ નથી,
આળસમાં તો ખોયો, કાળ અનંત જો,
પસ્તાવું તે પામર, જનને પાલવે,
ભાખી ગયા છે, ભય ભંજન ભગવંત જો, ૨
વખત ગયા પાછળથી, વલખાં મારવાં,
સુંદર બાજી છુટયા, પાછળ છેકજો,
આવેલા અવસર,ને જે નવ ઓળખે,
એના જેવું અઘટિત, કામ ન એક જો, ૩
આથમવા પાછળથી, કરવો ઓરતો,
ખૂટયા પાછળ, કરવા બેસે ખેદ જો,
લુટાણા પાછળથી, રાડો પાડવી,
આ લખવાનો, સમજી લેજે ભેદ જો; ૪
આવો સખીઓ, રમવા સુંદર ચોકમાં,
છોડી દઈ આ, માયા મય સંતાપ જો,
અપુર્વ શાન્તિ, વ્યાપી રહી છે જે સ્થળે,
પુર્ણિમાનો, ખાલી રહ્યો છે પ્રતાપ જો; ૫
દૃષ્ય પ્રપંચો પરથી, લક્ષ તજી દઈ,
બહિર્ભાવ તજી, અંદર કરીએ પ્રવશ જો,

કારગૃહથી મુકત બની, સુખ માલીએ,
નિર્મળ સખીનો, સુણીએ આ ઉપદેશ જો, ૬
પરમ વિરૂધ થવાને, પ્રીત વધારીએ,
તિમિર ટળે ને, પ્રકટે પુર્ણ પ્રકાશ જો,
વર્ણવી નવ શકીએ, સખી એહ વિલાસને,
વિરમેલાનો એ છે, સુંદર વાસ જો, ૭
ઉઠો સહીઅર એમાં આળસ ના કરો,
વાતો કરતાં અવસર, વીતી જાય જો,
અનુભવ અંતરના, ઉજવળ કરવા હવે,
આવો વિમળા, આમંત્રણથી આંહી જો, ૮

## સૌભાગ્યતી સ્ત્રી સમાજને સુબોધ.

જાગો તો વશી કરણી, વિદ્યા જાણ જો,
અબળા! સેજે, સબળ થસો સંસાર જો,
મંતર જંતર તંતર, જુઠાં ભામણા, (ભ્રમણા)
જીભે મીઠાં મન મીઠાં, સુખ સારજો–(જાગો તો. ૧
જાપ અજપા પ્રીતિ નામ, જ્યો મનથી તમો,
વ્રત પતિસેવા, તન મનથી સચવાય જો,

દીક્ષા લો રતિપતિની, સાચી નિર્મળી,
માગો વર પરસુખમાં, ભેદ ન થાય જો-(જાણો તો. ૨

પ્રેમતણો રસ ઝીલ્યો, સીતા રામશુ,
એ રસ પીધો, ગોપી શ્યામ શરીર જો,
સાત્રિ મીરાં સર્વે, એમાં ગયાં,
દ્રોપદી તારા મંદોદરી, સતી સાર જો-(જાણો તો. ૩

દોરી પ્રેમતણી, જગજીવન જાણજો,
એણે બાંધ્યા, નવ છોડયા છોડાય જો,
રૂપ રંગ રસ સાંધ્યા, ઉખડે સેજમાં,
અંગ પડે પણ, પ્રેમ નહિ પલટાય જો-(જાણો તો. ૪

પ્રેમ થકી જગ ભાસે, સઘળું એકમાં,
એક રસે દ્રઢ ભક્તિ, ભજે ગુણવાન જો,
મુરખ પ્રેમ મણીનું, તેજ ન ઓળખે,
અથડાઇ મરતાં પણ, તે લહે શાન જો-(જાણો તો. ૫

વશ તેને પ્રભુ, રસ જાણે પ્રેમનો,
વ્રક્ષ જંતુ જળ જનનો, તે શો ભારજો,
વિષ અમૃત જળ, અગ્નિ શીતળ ઉકળે,
એવાને મુજ વંદન, વારંવાર જો,-(જાણો તો. ૬

(ભજી લ્યોને સીતાવર સ્વામી) એ રાગ



વૃતિ રે જેની સ્થિર નથી થાતી,
વિષય થી ફરે છે મદમાતી,
એવી દુષ્ટ બુદ્ધિ છે સ્ત્રિ જાતી,
કહોને ગુરૂ કેમ કરી ભવતરવો, ૧
સ્વામીની સેવા તો ભાવે કરવી,
પતિશું પ્રીતિ પત્નીએ ધરવી,
અવરથી વૃતિ વિસરવી,
તેથી સ્ત્રિઓ ભવ સાગર તરશો, ૨
દીપકમાં છે પતંગને પ્રીતિ,
ચકોરની ચંદ્રમાં છે વૃતિ,
સ્વામી સંગે રાખો એવી રીતિ,
તેથી સ્ત્રિઓભવ ૩
કાપે કાષ્ટ એવી સત્તા એને,
બાંધી વૃતિ કમળમાં તેને,
ભ્રમર જેવી રીતે રહે જેને,
તેથી સ્ત્રિઓભવ ૪
દ્વારે પર ભમતા નવ ફરીએ,
અવર નરથી ભાષણ નવ કરીએ,

સ્વામી સંગે સ્નેહ અધિક ધરીએ,
તેથી સ્ત્રીઓ, ૫
કુભાષણ કોઈ દિન નવ કરવું,
વચનામૃતે સ્વામીનું મન હરવું,
પતિ પદ પ્રેમથી ચિત્ત ધરવું,
તેથી સ્ત્રીઓભવ, ૬
જેને ઘેર દુષ્ટ હશે નારી,
કહેશે કુપાત્ર દુનીઆદારી,
સંબધીમાં નહીરે ગણે સારી,
તીરસ્કાર છે તે સ્ત્રી જનને, ૭
કહું છું એવો મત છે મારો,
વાંચી સર્વ થાસે સુધારો,
સમજી સાર મનથી વિષય વારો,
ગુરૂ ઉપદેશથી એ સમજો, ૮
વાંચી સાર શાસ્ત્ર તણો લેજો,
નથી સાર સંસારમાં બીજો,
માત તાત ભાઈ ને ભત્રીજો,
એતો સર્વ સ્વારથીયાં જાણો, ૯
છે સગપણ સ્વામી તણુ સાચું,
પ્રભુ પતિ ચરણ પ્રતિ જાચું,
નિશદિન તે સંગ રંગે રાચું,
કસ્તુર કહે અન્ય નવ યાચું, ૧૦

## કચ્છી ભાષાની કાફી.

જનીજી રદે જાધગરી, શે મું શેણ નેણ દઠા,
સેમુ શેણ નેણ દઠા, ઉનીજા વચન મન મઠા,—જનીજી ૧
દુર દેશ જા વાસી. તનીસે મિલનજી પ્યાસી,
હુઇતાં અંતરમેં અ સી, સે અચી નજીક વઠા,—જનીજી ૨
દાસ અસી અઇયોં જેજા દર્શન થયાં અજ તેજા,—જનીજી ૩
મોરલે જજે જન્મેજા, કપેઓ ક્રોડ કર્મ ચઠા,—જનીજી ૪
પ્રગટયા પુન્ય ભાગ બડા, મુકે ફરી સજન ગદયા,
રામ સંગ ચે સદા, રોધાસી અવશ્ય એકઠા,—જનીજી ૫
જનીજી રદે જાદગરી સેમુ, શેણ નેણ દઠા,—જનીજી ૬

---

## કચ્છી ભાષાની કાફી.

ગુંણ ગરૂવાને, વરી ભાગ ખંમા, એડાની સંત મીલે,
એડાની સંત મીલેરે, જે કે દશીદશીને મુજા નેણ ઠરેરે,
અધ્ધીયું એડાની સંત મીલે, એડાની સંત,
રામ કથા, હરિ રંગ રતા, જાકો દુરમતિ દુખ,
વારે દુર, કરીરે ગુણ ગુરૂવાને વરી ભાગ ખંમા,
એડાની સંત મીલે, એડાની સંત મીલે જે કે
દશી દશી ને મુજા નેણ ઠરેરે,

ગુણ ગરૂવાને નિરમળ નિરગંગા જળ જેશ,
પરસ જેની જાકે પાવન કરીરે, ગુણ ગંગવાને વરી
ભારખમાં ચાલ ચોગેરિ ચલગત જેની જીરે
હંસાની મોતી હીરા ચુગેરે, ગુણ ગુરૂવાને
વરી ભાર ખંમા એડા રામની સંગ ચહે ફુલ
બાન તેનીતા તેજ ચડી તદરૂપ કરીરે ગુણ ગુરૂવાને
વરી ભાર ખમા એડા.

---

## કીર્તન.

કબહુક આગ હાથ, બાજતે નગારે સાથ;
કબહુંક પાઉંયાદે, શિર બોજ સહિએ;
કબહુંક મેવા માસરીકે અજીરન હોય;
મુઠીભર ચુન ગોહી લઇએ;
આપદ્વાર ભીર હૈ ભીખારનકી;
આપ જાઈ પર દ્વાર રહીએ,
હારીએ ન હીંમત બિસરીએ ન હરી નામ;
જેહી બિધ રાખે રામ, તેહી બિધ રહીએ.

## કીર્તન.

ગુરૂ ભજન થકી સર્વે દેવ તણુંજ,
ભજન નિત્ય થાય છે,
તેના અનુગ્રહથી, ત્રિવિધ તણા
તાપો વીલાઇ જાય છે—ગુરૂ. ૧
જેમ કારણ મધ્યે કાર્ય રહે,
તેમ ગુરૂ મધ્યે સૌ દેવ રહે;
ગુરૂ પુજનથી તે પુજા ગ્રહે—ગુરૂ. ૨
જે મનુષ્ય કાર્યને મુખ્ય ગણી,
તેમાં શ્રદ્ધા કરશેજ ગણી;
તે કોડીની લાલચે, ખોસે મણી—ગુરૂ. ૩
મહા મુકત થયા ગુરૂ ભજવાથી,
પામ્યા પદને છુટયા ફરવાથી;
તમે પાર કેમ પામે તે તજવાથી—ગુરૂ. ૪
એ વિશ્વ વ્યાપક સત્તા ધારી,
વલી મુમુક્ષુ જનના હીતકારી;
તેને ભજતાં સુખ થાશે ભારી—ગુરૂ. ૫
દેવ કોપે ગુરૂ રક્ષા કરશે,
ગુરૂ કોપે દેવથી નહી શળશે;
માટે ભજવા શ્રી ગુરૂને હરષે—ગુરૂ. ૬

ગુરૂ સ્વરૂપમાં પ્રીતી રાખો,
તેના કૃપા કટાક્ષનો રસ ચાખો;
નીજ મનથી અન્ય ઉતારી નાખો—ગુરૂ. ૭

---

રાગ—ગઝલ.

જાગ જાગ જીવ શું માયા ઘેનમાં પડયો;
મોહ જાળમાં ફસાઇ ખુબ આથડયો—જાગ. ટેક

સાખી.

જન્મ જન્મ જીવ ભોગવી, વિષય થયો બેભાન;
ગુલામ થઇ ઇંદ્રિય મન તણો, થઇ નરપશુ સમાન;
ખોઇ થયો ખુવાર જન્મ રત્નસમ જડયો—જાગ. ૧

સાખી.

પુત્ર કલત્ર કુટુંબીનો, સ્વાર્થ લગી છે સ્નેહ;
દુઃખ વેળા નાસી જશે, અંતે દેશે છેહ;
તો અભાગી જીવનું ઉભય લોકથી પડયો—જાગ. ૨

સાખી.

કાર્યભાર વ્યવહારનો, કરતાં વય વહી જાય;
ફ્રામળ આવ્યો કાળનો, તો પણ ના ચેતાય;
શ્રેય દ્વાર ચુકી જમને હાથ જઇ ચડયો—જાગ. ૩

સાખી.

પારસમણી સમાન આ, મળ્યો મનુજ અવતાર;
બની બકાલી તુલ્ય તું, પામર પારખનાર;
વેચીને વિષયને બદલે રાંક થઇ રડયો—જાગ. ૪

સાખી.

રાગદ્વેષ વસ વર્તિને, રાત દિવસ કાં રોય;
બ્રહ્મજ્ઞાન વિણ ભવ વિશે, સુખદ શાંતિ ના હોય;
તે વિચારી મુકને પ્રપંચને પડયો—જાગ. ૫

સાખી.

માન કહ્યું તું માહરૂં, વ્હાલા વત્સ સુજાણ;
નિર્હેતુક હિત તુજનું, હું ઇચ્છું છું જાણ;
વિમળ શુધ્ધ પ્રેમમાં, પ્રમાદ કયાં નડયો—જાગ. ૬

---

રાગ—ગઝલ.

રામકૃષ્ણ કહેવામાં, અમોને તો મઝા આવી;
ને એ મસ્ત નિશામાં, પડી રહેતા મઝા આવી.
બધા એ તાર લાવોની; ભરી છે જે ચમત્કૃતિ;
નિહાડી આંખ મીચવામાં, અમોને તો મઝા આવી.
જાુઠી આ જગતની માયા, વિષે સહુ લોકોની પ્રીતી;
હસિત વદને ખરે આંસુ, નિરખવામાં મઝા આવી.

અજબ આ પ્રેમની મસ્તી, વિષે સહુ ભેદને ભુલી;
પ્રબળ આ પ્રેમનો નિશો, જમવવામાં મઝા આવી.
બનીને જડ અજ્ઞાની, રહીને ચુપ બે ભાની;
સકલ આ દશ્યના પ્રષ્ટા, સમજવામાં મઝા આવી.
ગ્રહીને સાર સૌ સ્થળથી, રહીને સ્થિર સુખ દુઃખથી;
સુકાયા પત્રની પેઠે, વિચરવામાં મઝા આવી,

---

પદ રાગ–પ્રજ

આવ્યો આવ્યો રે અવસર તારે આજ મિલ્યો,
છે સાજ સારો રે,
તેમાં કરજે તૂં તત્વ વિચાર મેલીનેં હુને મારો રે, આવ્યો.ટેક
હરિ નામ મમણો હળજોડ શાંતિ સંત સેવા રે,
બૂટા કાઢ પૂરવના પાપ ગુરૂ ગમે બીજ લેવા રે, આવ્યો.૧
તું તો આલસ મકરજે લગાર અસાડ ઘોરી આવ્યો રે,
તેમાં ખુબ તું કરજે ખેડ, ઉત્તમ બીજ લાવ્યો રે, આવ્યો.૨
એવું શ્રવણ કરીનેં સાર મનન મન કરવો રે,
સંસય ભ્રાંતિ ત્રણાં ત્રણ ત્યાગ વાધે મોલ નરવો રે, આવ્યો.૩
તેનું ધરજે નિરંતર ધ્યાન જનમ દુઃખ નાસે રે,
કામ ક્રોધ પંખી બહુ જોર ઉડે વિન પ્રયાસે રે, આવ્યો.૪
થયો સાક્ષાતકાર સ્વરૂપ ખરો તે ઘરે આવે રે,
કહે સામ દારિદ્ર થયું દૂર ફરી તે ભવ નાવે રે, આવ્યો.

## પદ રાગ—પ્રજા.

કરજે કરજે સદા સતસંગ ઉમંગ મન આણી રે;
નહિં તરવા આન ઉપાય વદે વેદ વાણી રે,—કરજે. ટેક
શ્રી મુખ આપ વદે શ્રીરામ સુનો લક્ષમણ ભાઇ રે,
કરવો સંત સમાગમ સાર સદા સુખદાઈ રે,—કરજે ૧
ગુરૂ વષ્ટિ વિશ્વામિત્ર વાદ કીધો બહુ ભારી રે,
ન્યાય કીધો તે સેષ સમાજ ગયાં તપ હારી રે,—કરજે. ૨
કરે સોમયજ્ઞ અશ્વમેધ નહિ તે એને તોલે રે,
સું મહીમાં વખાણું મહાન નાવે પાર બોલે રે,—કરજે. ૩
મુનિ નારદ સારદ શેષ મહેશ અજ એવા રે,
તે પણ ચાહે સદા સતસંગ કરે ગુરૂની સેવા રે,—કરજે. ૪
તરૂશાખા પુષ્પને પાન સાધન સર્વે જાણે રે,
કહે સામ સકલ રસરૂપ સતસંગ ફલ માણો રે,—કરજે. ૫

---

## મધુર સ્વર કયાંથી સંભળાય (એ ઢાળ)

સુજ્ઞ જન સઘ કરોને વિચાર. ૨
ખેવ આ ન્યારો સત્ય ન ધારો,
મિથ્યા મન મથનાર સુજ્ઞ૦ ૧
તન ધન જોબન ધામ ધરા જન,
ક્ષણ ક્ષણ વણસી જનાર,

ક્ષણમાં વણસે ક્ષણસે ક્ષણમાં વિકસે,
ક્ષણ ભંગુર સંસાર. સુજ્ઞ૦ ૨
સ્વપ્ન સમોપમ નાટક નૌતમ,
ઇન્દ્ર જાલ અનુસાર,
મૃગ જલ જેવો ખેલ આ તેવો
નિશ્ચય છે નિસ્સાર. સુજ્ઞ૦ ૩
મોહ કરો જેમ રાગ વધે તેમ,
આખર આગ થનાર,
સ્નેહથી સેવો ક્લેશ ત્યાં તેવો,
એવો જગત વ્યવહાર. સુજ્ઞ૦ ૪
સમજો સુખકર નિપજે દુઃખ કર,
કેવલ ક્લેશ કુઠાર,
આદિ નથી જેનું અન્ત નથી તે,
સત્ય ન સમજો ધરાર સુજ્ઞ૦ ૫
નહિં તે દેખો છે તે ન પેખો,
એજ મોહનોમાર,
ભવ ચોરાશી જમની ફાંસી,
મોહ વડે મલનાર સુજ્ઞ૦ ૬
સઘ વિચારો વાત સ્વિકારો,
જાગ્યા ત્યાંથી સવાર,
સત્ય સમજવા ભવ ભય તરવા,
રંગીન સદગરૂ ધાર. સજ્ઞ૦ ૭

## કીર્તન.

હું તો વારી વારી ગુરૂની બલીહારી,
દર્શાયો નીજ સોહં બ્રહ્મ નીરાકારી,—દર્શાયો ૧
ભવમાં ભમતો ઘણું, ભારી અજ્ઞાને કરી,
તત્ક્ષણે દીધો મુને તારી,—દર્શાયો ૨
ઉપદેશ આપી વર મસ્તક રાખી કર,
મુજ માથે કરૂણા દ્રષ્ટી ધારી,—દર્શાયો ૩
તીન અવસ્થા તીત પ્રકાશી,
સાક્ષી સતા સર્વ મારી,—દર્શાયો ૪
તત્પદત્વં વાચ્ય ત્યાગી,
લક્ષ એક અદ્વૈત વીચારી,—દર્શાયો ૫
તત્વમસિ પદ લીયો તપાસી,
લીધો મે ગુરૂગમ શું ધારી,—દર્શાયો ૬
સોમમં રૂપ અખંડ અવીનાશી,
વીલસી રહ્યો સચરાચારી,—દર્શાયો ૭
સત ચીત આનંદ એક રસ પુર્ણ,
કહે રામ સંગ વારી વારી,—દર્શાયો ૮

## કીર્તન.

મહા પદ લાધ્યું રે હો જેને, બીજા સાધન ન રયાં તેને,
સહજ સમાધિ રે હો લાગી, અનુભવ જ્યોત નિરંતર જાગી,
અનહદ વાજાં રે હો વાજે, પરણવ અરણવ લહેરે ગાજે,
ગંગા જમુના રે હો વહે છે, ત્રવેણીમાં તાક્ષ મળે છે,
જન ત્યાં આવે રે હો ઝાઝા, ત્યાં છે સકળ તીરથનો રાજા,
દેવ મુનીનો રે હો મેળો, ભાવિક ત્યાંસંઘ થાય છે ભેળો,
અક્ષય વટ છે રે હો એમાં, વિશ્વ પતિનો વાસો તેમાં,
તે તીરથમાં રે હો ન્હાસે, કાગ મટીને હંશજ થાસે,
પીંડજ તેમા રે હો ધરશે, એકોન્તર શત કુળતો તરશે,
નિર્મળ થાસે રે હો કાયા, પ્રેમ પ્રયોગ વિષે જે ન્હાયા,
સંત પુરૂષોની રે હો સંગે, છોટમ ન્હાયો પરમ ઉંમગે.

---

## રાગ–વેરાવળ.

વૃતિ વાળીરે જેને વિષયમાંથી,
સુખીઆ થયા સાધુ જનજી,
સદાયે આનંદ એના ઉરમાં,
વેપાર તેનો ભજનજી. ટેક

શીળ સંતોષીને સુલક્ષણા,
નિત્ય કરે સત સંગજી,
ભોગ પદારથ ભાવે નહિં,
એક અદ્વૈતનો રંગજી.—વૃતિ ૧
મનરે હંસાવે મોજુ કરે,
તખ્ત ત્રિવેણીને તીરજી,
હાડ હીમાળે સંતો જઈ ગળ્યાં,
વાળ્યા વળે નહિં વીરજી.—વૃતિ ૨
હદ બે હદ કરે ઉપરે,
નિર્મળ વરસે છે નુરજી,
આવરણ એકે આવે નહિં,
સોહં સૌમાં ભરપુરજી.—વૃતિ ૩
નિરભય નિરાળા થઇ રયા,
નહીં કંચનને કપુરજી,
રાઘવ ગુરૂ પ્રતાપ શું,
ઉગીયા અનુભવી સૂરજી.—વૃતિ ૪

---

## ભગત લક્ષણ વિશે.

તાદ્રશી જન તેને જાણીએ, જેમા એવા ગુણ હોય,
નિંદા સ્તુતિ કોઇની નવ કરે, સઘળું સમદ્રષ્ટી જોય.—તાદ્રશી.

જેના તે દર્શન પાત્રથી, ટળે પ્રપંચનું ધ્યાન,
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નશાડે અજ્ઞાન.–તાદ્રથી.
ગુણ ગાયે રે ગોવિંદના, પ્રફુલ્લીત તન થાય,
નેત્ર પ્રવાહ વહે પ્રેમનો, હરખે હ્રદય રૂંધાય.–તાદ્રશી.
પર દુઃખ દેખી દાઝે ઘણું, નવ કરે કોઇનો દ્રોહ,
ઇંદ્રિયજીત સાચા સદા, ન પામે મન મોહ.–તાદ્રશી.
સકળ સચરાચરને વિષે, વસ્યા દેખે ભગવાન,
શુભ ઇચ્છે સર્વ જગતનું, લેશ નહિ અભીમાન.–તાદ્રશી.
સઘળી લીલા તે અવિનાશીની, જેમાં લુબ્ધ જેનું મન,
પ્રીતિ બહુપર ઉપકારમાં, સદા પ્રસન્ન વદન.–તાદ્રશી.
નટવર ઝળકે નેણમાં, કાતિં કરૂણામય હોય,
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇનો નહિ જોય.–તાદ્રશી.
હરિજન વૈષ્ણવને વિષે, જેને અતિ ઘણું વ્હાલ,
દ્રઢ આશરો દીનતા ઘણી, બોલે વચન રસાલ.–તાદ્રશી.
વિહવલતા વિરૂલેશસું, મુખે કૃષ્ણનું નામ,
એવા ભગવદીના દાસના, હરિદાસ ગુણ ગાય.–તાદ્રશી.

---

(રાગ માઢ–સરકાર રજા દીજીએ.)

જો વિચારી જીવ તારી શી ગતિ થશે,
બ્રહ્મનિષ્ઠ સદગુરૂવિણ કોણ તારશે.—જો૦

ફિકર છોડી રાત દિવસ ફેનમાં ફર્યો,
સદગુરૂ ઉપદેશ લેશ કાન ના ધર્યો.—જો૦
યુવતી સંગ અતિ ઉમંગથી રમી રહયો,
ગુરૂ વેદાન્ત વાકયનો સુબોધ ન ગ્રહયો.—જો૦
દંભ ડોળ રાખી ઠાઠ માંઠમાં ફર્યો,
દિલ વિશે ન લેશ માત્ર દોષથી ડર્યો.—જો૦
બાળપણું જોને તારૂં ખેલમાં ખપ્યું,
હરિગુરૂનું નામ તેં નજીભથી જપ્યું.—જો૦
હાસ્ય ને વિનોદમાં યુવાની તો ગઇ,
નિજસ્વરૂપ ઓળખવાની હોસ ના થઇ.—જો૦
વૃધ્ધપણે ઇંદ્રિયો અશકત થઇ જશે.
શ્રવણ મનન નિદિધ્યાસ કયમ કરી થશે.—જો૦
ચેત ચેતરે અભાગી જીવ જાગને,
નમ્ર ભાવે ગુરૂ ભજીને મોક્ષ માર્ગને.—જો૦
જીવરૂપ ત્યાગી શીવરૂપ તું થશે,
ગુરૂ કૃપાથી ત્યારે કાર્ય તાહરૂં થશે.—જો૦
જો ગુરૂ અખંડ બોધ બ્રહ્મનો કરે,
સિષ્યના ત્રિવિધ તાપ દ્રષ્ટિથી હરે.—જો૦
જો ગુરૂ ભગવાન જ્ઞાન વાન મોક્ષદા,
શરણ તે તણું ગ્રહો અભય રહો સદા.—જો૦

(રાગ-જો વિચારી જીવ)

## માત પિતાની સેવા વિષે કીર્તન.

ધન્ય ધન્ય એ પુત્રને સેવા સદા કરે,
વૃદ્ધ માત પિતાની આજ્ઞા અનુસરે.—ટેક.
પ્રભાતમાં ઉઠીને નિત્ય ચર્ણમાં નમે,
એ માત તાતને જમાડીને પછી જમે.—ધન્ય ૧
વૃદ્ધ માત તાતની પ્રસન્નતા વડે,
પુત્રને પર લોક માંય સદગતી મળે.—ધન્ય ૨
શરીરથી સેવા કરે પ્રસન્નતા વડે,
આશીશ માત તાતની એ પુત્રને ફળે.—ધન્ય ૩
સુપુત્ર તે ખરા તે જે માત તાતને ભજે,
પ્રેમદાને વશ થઇને ધર્મ ના તજે,—ધન્ય ૪
તું માતુનાં એ કષ્ટનો વિચાર જો કરે,
દાસ ગરીબ પુત્રથી એ બદલો ના વરે.—ધન્ય ૫

રાગ-લાવણી મનોહારી સમજાવે-ઢાળ.

બુદ્ધિ કહે છે મરકટ મનજી ભાઇને રે;
બન્ધુ કરજે માંતુ કદિએ કૂડાં કામ,
તું તો શેર લોટનો સાથી આ સંસારમાં રે,—ટેક

સાખી.

બન્ધુ બાળક વચતણા કેસ કરત ઉપદેશ,
ઉજ્જવળ રૂપ થયા અમો, તું શઠશ્યામ હંમેશ,
તારાં પાપ કરમનો પાર, હજી આવ્યો નહિ રે,
મિથ્યા મોહજાળમાં મુરખશું ઝખ માર—તું તો. ૧

સાખી.

કાળતણા મુખમાં પડ્યો, મન મેડક તું ખાસ,
મચ્છરની મમતા કરે, રંચ ન ઉપજે ત્રાસ,
બુદ્ધિ બ્હેન કહે બન્ધુ, હું શું તુજને કહું રે,
કુદા પડીયા જે તે, કરિયા કોલ કરાર—તું તો. ૨

સાખી.

મારૂ મારૂ મટશે નહિ, મુરખ મન મોહતાજ,
શું કરશે સંતોષ વિના, સ્વર્ગપુરીનું રાજ,
ઇન્દ્ર અમરપતિ દેવો પણ સર્વે દીન છે રે,
મિથ્યા મમતાને મુકી દે મનજી ભાઇ—તું તો. ૩

સાખી.

મરવા ટાણે મુરખા, હરિભજન નહિ થાય,
ગદ ગદ કંઠે બોલશે, શબ્દો નહિ સંભળાય,
પાણી ફાટાથી પહેલે તું પાળો બાંધજે રે,
કરમાં દાસ ગરીબ તું પાપ કર્મથી પ્યાર.—તું તો. ૪

(નાથ કેસે ગજકો બંધ છોડાવ્યો એ રાગ.)

માનવ મુજને માનવ જેવો બનાવે,
મારી સઘળી પ્રતિજ્ઞા તજાવે.—માનવ.
જન્મ મરણથી મુકત રહું છું,
તો પણ જન્મ ધરાવે,
નાનકડું બાળક સમજીને,
પારણે ઝુલાવે.—માનવ.
તડકો સીત નડે માનવને,
મુજને વસ્ત્ર ધરાવે,
વસવાને મુજકાજે મોટા મહેલ ચણાવે.—માનવ.
ભ્રષ્ટ થતો જાણીને મુજને,
નિત નિત સ્નાન કરાવે,—માનવ.
હું છું સુદ્ધ સદાએ,
તો પણ આમ અવિદ્યા ધરાવે.—માનવ.
મારૂં નામ લઇને દુષ્ટો,
માલમલીદા ઉડાવે.—માનવ.
ઉંધ કદી આવે નહિ મુજને,
સુંદર સેજ બિછાવે,
કામ ક્રિડા કરવાને કાજે,
પ્રેમધરી પરણાવે.—માનવ.

નિર્ધનતા ધારીને મુજને,
ઘેર ઘેર ભીખ મગાવે,
નખોદીયાના માલ ખજીના,
મારા નામે ચડાવે.—માનવ.
આ નિર્વિકારી સર્વેશ્વરને,
રાગી તુચ્છ ઠરાવે,
છેક ઉતારી નાંખી મુજને,
પાખંડી પુજાવે.—માનવ.
સત્ય સ્વરૂપ અનાદી મારૂં,
કોણ અરે સમજાવે,
નહિ તો આમજ અધર્મ વધેથી,
દુઃખનો અંત ન આવે.—માનવ.
બહિરમુખ વૃતિ ત્યાગ કરીને,
આંતર વૃતિ કરાવે,
દ્રશ્ય માત્રને કલ્પીત જાણી,
સોહં રૂપ સમાવે.—માનવ.

---

ભૈરવી.

હરી ૐ ધૃન્ય મચાવતરા દેહ મિંદરમાં,
ભકિત ધુન મચાવતારા દેહ મિંદરમાં. ૧

આ કાયાનો ઘડનારો કહીએ કામણગારો,
તેની કળા તણો નહિ પાર તારા દેહ મિંદરમાં. ૨
અસ્તી કેરી ઇંટ બનાવી,
ચુનામાં સળગાવ્યો,
પલાસ્ટર વિવિધ વિધના કીધાં તારા દેહ મિંદરમાં. ૩
રાતા રાતા રંગની જાજમો પધરાવી,
તેની સોભાતણો નહિ પાર, તારા દેહ મિંદરમાં. ૪
દુવારે દુવારે ટેકા મુકયા,
એકે દીવાર ન ચુકયાં,
મુરતી પોતાની પધરાવી, તારા દેહ મિંદરમાં. ૫
નાળી તો નોબતની વાગી,
ઢોલ ઢમકારાના વાગા,
આસન અંતરના પધારવ્યા, તારા દેહ મિંદરમા. ૬
ગટ ગટમાં એ મુરતી જોજે,
બાહેર વૃતિ છોડી દેજે,
તું તો દેહ અધ્યાસને તજજે, તારા દેહ મિંદરમાં. ૭
મિંદર મુકી જો બાર જાશો તો મુસીબત થાશે,
પુનીત ઠામ ખાલી રહેશે, તારા દેહ મિંદરમાં. ૮
દાસ તમારો વિનંતી કરે છે,
અરજી ઉરમાં ધારો,
નીરખો નારાયણની મુરતી, તારા દેહ મિંદરમાં. ૯

## કવાલી.

ઘણું મુઝાવું છું ભગવાન સીરીતે રીઝાવું હું,
નથી કોઇ ચીજ પણ એવી તુને પ્રીતે ધરાવું હું,
સકલ જગમાં રહયા વ્યાપી, પછે બોલાવવા ક્યાંથી,
નીરાદર થાય બોલાવી, અગર ઘંટી વગાડું હું,
તમે આધાર દુનિયાના, ક્યાં આસન બીછાવું હું,
અમલને સ્નાથથી નિર્મળ શીતે કરાવું હું.
સવ્ય છો શ્યામસુંદર તું, ઘરેણાની જરૂરસી,
પુર્યાં છે ચીર કૃષ્ણાના પીતાંબર હું પેરાવું શું ઘણું.
પુજાયો ભાલકે ગ્રીવા રહ્દય જેવું નથી કાંઈ,
પછે નિરલેપને ચંદન કયા સ્થાને લગાડું હું,
રહયો છો વાસથી વસી સુગંધ ચીજ સઘડીમાં,
ધુપ સમ રૂપ છે જેનું ધુપ કેવું ધરાવું હું,
રહયા છો વાસથી વાસી છતાં પુષ્પોમાં પણ વ્યાપી,
પછે ભગવાન પર ભગવાન શીરીતે ચડાવું હું,
પ્રકાશે જ્યોતીથી જેની શશી ભાનુ અને તારા,
મહા અંધેર છે જેને અગર દીપક બતાવું હું,
ઘણું ધરાવું ભોગ જો તુજને, ખરૂં અપમાન છે તારૂં,
ખવાડે વિશ્વને છે તું, તુને ક્યાંથી ખવાડું હું, ઘણું.
ઝાલરને ઝાંઝ પખાવાજ સારંગી તાલ તંબુરા રહયાં,

વાજીત્રમાં કેમ વાજા વાજા વગાડું હું,
ભરી છે મુરતી તનમનમાં, કયા મિંદર ચડાવું હું,
નીરંજન ધ્યાનની ધુની, જીગર જ્યોતી જનાવું હું.
ઘણું મુંઝાવું છું ભગવાન સી રીતે રીઝાવું હું

## અનુસયા માતાજીનું કીર્તન.

સતી અનુસયાજીને આગણે આવ્યા,
બ્રહ્મા વિષ્ણુ મહેશ,
ત્રણ જણ થઈને હળી મળીને,
મનમાં કર્યું વિચાર,
સતીના સતને કારણે,
વાલે ધરયું ભગવા વેસરે.—સતી ૧
ભાવ ધરીને ભીક્ષા આપો,
આપો ઉગારે અંગ,
પ્રેમ ધરીને પીરશો અમને,
મનમા રાખો ઉલાસ રે.—સતી. ૨
સતી પતીનું ધ્યાન ધરીને,
સતીએ લીધું છે વ્રત,
જલની ભરેલી અંજલી છાંટી તો,
દેવ બની ગયાં બાળરે.—સતી. ૩

બ્રહ્મા વિષ્ણુ મહાદેવજીને,
તેડી કરાવો સ્તનપાન,
હરખે હાલેડાં ગાય માતાજી,
તો ઝુલાવે ઘનશ્યામ.—સતી. ૪
લક્ષ્મી બ્રહ્માણી પારવતીજી,
આવીયા સતીને દ્વાર,
નાથ અમારા આપો માતાજી,
તો વારી વારી લાગું પાય.—સતી. ૫
કહે કૃષ્ણજી સાંભળો માતાજી,
પુરો માનની આશ,
ગાય સીખે સુણે સાંભળે,
તેનો હો જો વૈકુંઠવાસ.—સતી. ૬
સતી જગાડે જાગો જોગેશ્વર,
જાઓ તમારે ઘેર,
હાથ જોડીને અરજ કરૂં છું,
પુરો મનની આશ.—સતી. ૭

---

ભગવદ્ ઇચ્છા વિષે.

રામ રાખે તેમ રહીયે, ઓધવજી, રામ રખે તેમ રહીયે,
આપણ ચીઠીના ચાકર છૈયે—ઓધવજી.

કોઈ દિન પેરણહીને ચીર, (૨)
તો કોઈ દિન સાદા ફરીયે,—ઓધવજી.
કોઈ દિન ભોજન શીરોને પુરી, (૨)
તો કોઈ દિન ભુખ્યા રહીયે,—ઓધવજી.
કોઇ દિન રહેવાને બાગ બગીચા, (૨)
તો કોઇ દિન જંગલ રહીએ.—ઓધવજી.
કોઇ દિન સુવાને ગાદીના તકીયા, (૨)
તો કોઇ દિન ભોંયપર સુઇએ.—ઓધવજી.
બાઇ મીરા કહે પ્રભુ ગિરધર નાગુણ,(૨)
સુખ દુખ સરવે સહીયે,—ઓધવજી.

---

## શ્રીકૃષ્ણ ભગવાનપર શ્રી રૂકમણિએ લખેલો પત્ર.

---

સ્વસ્તિ શ્રી દ્વારામતિ ધામે, ત્યાં કને બિરાજે સુંદર શ્યામ,
હરિ પુરો હયા કેરી હામ, વાલા વેગે આવજો વનમાળી. ૧
સર્વે શુભ ગુણના છો ભંડાર, મારા પ્રાણતણા છો આધાર,
મુખે શું કહું વારંવાર—વાલા. ૨
કુંદનપુરમાં તે વિવાહ મંડાણો, જાન લાવ્યો શીશુપાલ રાણો,
ઘણે ભુપે તે મંડપ ભરાણો ગરૂડે.—વાલા. ૩

કાગળ લખ્યો છે રૂક્ષ્મણિ કન્યાદાન લઇ આવ્યો સૈન્યા,
બીજે નહિ રે સરૂ તમવિના—વાલા. ૪
કુંદનપુરથી લખુંછઉં આજ, મોહન મેલિ મનની લાજ,
તમ આવે સુધરશે કાજ—વાલા. ૫
પત્ર વાંચીને વેલા પધારો, વિવાહ વિગતે આવી સુધારો,
લક્ષ્મીવર મારી લજ્જા વધારો—વાલા. ૬
ઘડિએ વિલંબ કરશો મુરારી, નહીતો નથીરે ઉગરવાની બારી,
શ્રી કૃષ્ણ નારી તમારી—વાલા. ૭
જાણો જન્મો જન્મનીરે દાશી, મારે એક તમારી છે આશિ,
નહિ આવો તો થાશે હાંસી—વાલા. ૮
આવિયા ઘર દેરાહે દેજો, અંબાજીનાં મંદીર પાસે રેજો,
મારી શુધ્ય શામળીઆજી લેજો—વાલા. ૯
અંબા પુજવાની માનતા કીધી, પરણું પછી આણ એવી લીધી,
તમ આવે થશે મારી સિદ્ધિ—વાલા. ૧૦
અંબા પુજવાને જ્યારે હું આવું, મારી સંગની સાહેલી,
લઈ આવું પછે થાનાર હશે તે થાશે—વાલા. ૧૧
અંબા પુજીને પાછારે વળશું. ત્યારે રથ ઢુંકડારે મળશું,
પછી ત્રિકમ તમને વરશું—વાલા. ૧૨
રથ સજીને તૈયાર રેજો, મારી બાચઝાલી પ્રભુ લેજો,
ત્રણ લોકમાં ડંકો દેજો—વાલા. ૧૩

લખી રામ કે દાસનો દાસ, મારો છોડો માયામાંથી વાસ,
અમને દેજો તમારો વિલાસ—વાલા. ૧૪
જે કોઈ રૂક્ષમણિ કાગળ ગાશે તેઓ ગંગાજીમાં નહાશે,
સાંભળશે તે વૈકુંઠ જાશે વાલા. ૧૫

---

## શ્રી જશોદાજીને શ્રી કૃષ્ણ ભગવાને વૈરાટ દર્શન કરાવ્યા.

---

એક સમે પ્રભુ ગોકલીઆમાં, રમતાં દીઠા જદુરાય જો,
બલભદ્રજી કહે સુણો માતાજી, માવો માટી ખાયએ.
રંગે ભરાણા રીશે ભરાણાં, માટી મ ખાજો માવજી,
મુખ ઉઘાડી જુએ માતાજી, દીઠાં ચૌદ બ્રહ્માંડ જો.
બાઈ પાડોસણ બેન મારી, સાંભળતાં સુખ થાય જો,
આજ સ્વપ્નામાં કૌતક દીઠા, માવાના મુખમાંય જો.
આકાશ પાતાલ વૈકુંઠ દીઠા, બ્રહ્માદેવ ભણાય જો,
તેત્રીસ કરોડ દેવતા દીઠા, માવાના મુખમાંહે જો.
ઇંદ્ર તણું ઇંદ્રાસન દીઠું, ધરમપુરી ધરમરાય જો,
જટાધારી શીવજી દીઠા, માવાના મુખમાંહે જો.
ચાંદ દીઠો સુરજ દીઠો, કૃષ્ણને બલદેવ જો.

કમેરી નાગ મેં તો દીઠો, માવાના મુખ માંહેં જો.
બલીરાજાની બેઠક દીઠી, બલ દીઠો બલ દેવજો;
બારેએ મેઘ ઇંદ્રાસન દીઠાં, માવાના મુખ માંહે જો.
નંદજશોદા દેવકીજી દીઠાં, ગોપીને ગોવાલ જો;
કંશ રાજાની કચેરી દીઠી, માવાના મુખ માંહે જો.
ગોકલ દીઠું વૃંદાવન જોયું, રાસ લીલા નીત થાય જો;
સોળસો ગોપીઓ વચે રાધાજી દીઠા, માવાના મુખ માંહે જો.
ગંગાજી દીઠા જમનાજી જોયા, અડસઠ તીરથ થાય જો;
સોળમે આટ દ્વારીકાજી દીઠાં, માવાના મુખ માંહે જો.
ધરણી ધરતો નાગજ દીઠા, લક્ષ્મી પ્રગટ થાય જો;
ઐરાવત ગજ હાથી દીઠો, માવાના મુખ માંહે જો.
વાછરડા કેરો વાડો દીઠો, નવલખ ધેનું ચરાય જો;
મહી વેંચતાં મૈયારી દીઠી, માવાના મુખ માંહે જો.
નવનીધીને અષ્ટમસિધી, સહસ્ર ફણી નાગ જો;
સ્તુતિ કરતાં નાગણી દીઠી, માવાના મુખ માંહે જો.
સાઠ કુંડ ઉદ્દેશ થયાંને, નીરમલ નીર ભરાય જો;
ચોરાશી કોશ પરીક્રમ દીઠી, માવાના મુખ માંહે જો.
સાત સમુદ્ર સાહેર દીઠાં, મેરૂ પરવત રાય જો;
રતન સાગર ગોમતી દીઠાં, માવાના મુખ માંહે જો.
તાપી ત્રવેણી ગોમતી દીઠા, અડસઠ તીરથ થાય જો;
નવસો નવાણું નદીઓ દીઠી, માવાના મુખ માંહેજો.

ધન જશોદાજી ભાગ તમારા, પ્રભુ પ્રગટ થાયજો.
જતન કરીને જાળવશો તો, આયો હીરો હાથજો.
ભુમિ કેરાં ભાર ઉતાર્યાં, સેવકની લીધી સારજો.
ગાએ સીખે સુણે સાંભળે, તેને ચારે પદારથ થાયજો.
ન ગાય નિંદા કરે તેનો, એળે અવતાર જાયજો.
દયારામ વિનતિ વદે, સાહે થાજો કૃષ્ણ દેવજો
ચરણ કમલની આશા રાખે, ભવના દુઃખ કાપજો.

## એકદશીવૃત કરવા વિષે.

ધન્ય એકાદશી, એકાદશી કરીએ તો વૈકુંઠ પામીએ.
મારે એકાદશીનું વ્રત કરવું છે, મારે ધ્યાન હરિનું ધરવું છે,
મારે વૈકુંઠમાં જઇ ઠરવું છે—ધન્ય એકાદશી.
મારે એકાદશીનું વ્રત સારૂં છે, એ તો પ્રાણ જીવનને પ્યારૂં છે,
એ તો વૈકુંઠ લઇ જનારૂં છે—ધન્ય એકાદશી.
જે કોઇ બારમાસ કરે એકાદશી. તેના અંતરમાં વસે અવીનાશી
નહિ કરશે તે જશે હાથ ઘસી—ધન્ય એકાદશી.
મારે ગંગા ઘાટે જાવું છે, મારે જમુના જળમાં ન્હાવુ છે,
મારે ભવ સાગર તરી જાવું છે,—ધન્ય એકાદશી.
જેણે એકાદશીના વ્રત કીધાં છે, તેના પાંચ પદારથ સીધ્યા છે,
તેને પ્રભુ એ પોતાના કરી લીધા છે—ધન્ય એકાદશી.

અંબરિસે એ વ્રત કીધું છે. દંડ દુર્વાસા એ દીધું છે,
રસ કલ્યાણ રાયે પીધું છે—ધન્ય એકાદશી.

---

## કીર્તન.

જ્યાં લગી આત્મા અંગમાં છે, ત્યાં લગી હરિ હરિતું કહે ટેક.
હાલતાં હરિને ચાલતાં હરિ, ને બેસતાં હરિતું કહે (૨)
સુતાં પહેલાં જે સ્મરણ કરે ભાઈ, તેની બોલ જય જય–જ્યાં.
લીધા હરિ સરિખું નામ હરિનું, લઇ શકે તો લે (૨)
દીધા સરિખું દાન છે અન્નનું, દઇ શકે તો દે–જ્યાં.
આરે સંસારીરે સર્વે ખોટા, ને સાચી વસ્તુ બે (૨)
એકતો પુણ્ય બીજું હરિ ભજન ભાઈ, જીવડા સમજી લે-જ્યાં
દ્રષ્ટ પદારથ સર્વે ખોટા, ને આત્મા અખંડ છે (૨)
કીડી થકીતે કુંજર લગણ ભાઈ, કાળ ચક્રનો જો–જ્યાં
એકદિન આંગણે દીવા વિવાહ, ને વળી ઢોલ શરણાઈ વાગે(૨)
કહે જીવણ એવો એકદિન આવશે, સમશાનો ધગશે–જ્યાં.

---

## કીર્તન.

શા માટે તું ભજતો નથી, સહેજે સીતારામરે, ટેક.
આ કાયા તો તારી નથી, હાડકાંને ચામરે,
તેમાં તે શું મોહી રહ્યા છે, ગાફલ ગુલામરે,—શા૦

પાંડવોની પ્રતિજ્ઞા પાળી, દ્રૌપદીનાં ચીરરે,
સુદામાની વેળા વાળી, ઉગાર્યો પ્રલ્હાદરે.—શા૦
રાવણ સરખા રાણા હતા, સોના સરખા ધામરે,
સવાલક્ષ જેના પુત્ર હતાં, તેનાં નથી ઠેકાણા ઠામરે.—શા૦
આગળ તો તારી હુકમાઇ હતી, ઘેર હતાં ગુલામરે,
બાજીગરનો વાંદરો ભાઇ, ભરાવશે સલામરે.—શા૦
ઉંચી મેડીને અજબ ઝરૂખા, નીચા નીચા ધામરે.
છત્રપતિ તો ચાલ્યા ગયાં, તેના નથી ઠેકાણાં ઠામરે.—શા૦
ધાઇ ધુતી ધન ભેળું કીધું, દાટયા રહેશે દામરે,
બાપ દાદા જેના વહી ગયાં, એનાં ખોળી કાઢો નામરે.—શા૦
પાપની તો પાળો બાંધી, ધરમ નહીં લગારરે,
કહે ભવાન ભાઇ સાંમળો, તમે ભજી લિયો ભગવાનરે—શા૦



## કીર્તન.

ભજન કેમ કરતો નથી પાજીરે, સીતારામ કેમ થાશે રાજી. ટેક
મહા દુઃખ ભોગવીને માયા મેળવી. તેને ઉંધો બેઠો દાટી (૨)
ખાધું નહિ ખવરાવ્યું નહિ, પછે જાતાં કુટે છાતી—ભ૦
વિષય ભોગવતાં વંશ વાધ્યો, ને માને ત્રુઠયાં માજી (૨)
મમતાની ઘાણીએ ફેરા ફરે, પછે તૃષ્ણા થઇ તાજી—ભ૦

સોનું પહેરી શોભા દેખાડે, ને માળામાં મન લાજી (૨)
ભકિત વિના ભુંડાં હાલ તમારા, એમ કહી ગયે પંડિત કાજી–ભ.
માયાની ટીપણે લાય લાગી, તેને શું રે બેઠો ચાટી (૨)
કહે પ્રીતમ ભાઈ હરિ ભજ્યા વિના, અંતે સહુ ધુળ માટી.–ભ૦

---

## કીર્તન.

જૂઠું જૂઠું જીવત ખરૂં જાણ્યમાંરે, જૂઠું જૂઠું ટેક.
જુઠી જનની જુઠી જાયા, જુઠી મોહ ભરેલી માયા,
કાચ કુંપો છે કાયા, મમતા તાણ્યમાંરે. જુઠું જુઠું.–૧
સદાય તે છત કોની છાજી, તે દેખીશું થઈઓ રાજી,
આતસ બાજી આશા લાંબી, આણ્યમાંરે, જુઠું જુઠું.–૨
ગગને જામ્યો વાદળ ગોટો, પાણીમાં પ્રગટયો પરપોટો,
ખેલ બધો એમ ખોટો, મૂર્ખા માણ્યમાંરે જુઠું જુઠું.–૩
ધીરજ રાખી મનમાં ધારે, ભ્રષ્ટપણું છે તનમાં ભારે,
નરક ભર્યું નવ દ્વારે, વપુ વખાણ્યમાંરે જુઠું જુઠું.–૪
ફેલ્ન કરીને ફોકટ ભટકયો, ઇશ્વરને ચરણે નવ અટકયો,
ભેદ વિના તું ભટકયો, ચારે ખાણ્યમાંરે જુઠું જુઠું.–૫
પરખી લેને પુરૂષ પુરાણી, જગમાંથી ગુણજોને જાણી,
પૃથ્વીમાં જયમ પાણી ઠરે, નીચાણમાંરે જુઠું જુઠું.–૬

જાચે તો જગજીવન જાચે, નાચે તો હરિ આગળ નાચે,
ઋષિ રાજ કહે રાચે સંત, સવાણ્યમાંરે જુઠું જુઠું.—૭

---

## કીર્તન.

બાનાની પતરાખ પ્રભુ, તારા બાનાની પતરાખ,
બાનારે માટે જો દુઃખ દેશો તો,
કોણ જપે તારા જાપ. પ્રભુ૦
રોહિદાસની તમે પાતરી લીધી,
ને નવ જોઈ ભાતકે જાત,
સેનાની માટે સન્મુખ રહીને તમે,
નાઇ કહેવાણા હો નાથ. પ્રભુ૦
પ્રલ્હાદની તમે પ્રતિપાલન પાળીને
સ્થંભમાં પૂર્યોવાસ,
તતી કઢાઈ તમે શીતલ કીધી,
સુધન્વાને પાસ. પ્રભુ૦
પંચાળીનાં પટકુળ પૂર્યાંને, રાખી સભામાં લાજ,
સાગરમાંથી બુડતો તાર્યો, રામ કહેતાંમાં ગજરાજ. પ્રભુ૦
ઝેર હતાં તેનાં અમૃત કીધાંને, આલ્યા મીરાને હાથ,
મહેતાને મંડળીક મારવાને આવ્યો, ત્યારે કેદારો લાવ્યા મધરાત
તુલસીના સ્વામીને કહું કર જોડી, પુરો અંતરની આશ. પ્રભુ૦

## કીર્તન.

ગમન પડે નરને ગોવિંદની ગતિ ન્યારીરે—ગમ૦
અકળ કળા ઇશ્વરની એમાં શું સમજે સંસારી—ગમ૦
ઉજાળો દિન દેખી જન જાણે, ન્યાલ થયો આટાણે,
કાલ દિવસ કેવો દેખાશે, એ તો ઇશ્વર જાણેરે—ગમ૦
પુત્ર જન્મ પામ્યાથી પ્રાણી, જીવમાં હરખે જોઈ;
પલકવાર પછી શું નિપજશે. કળી શકે નહિ કોઈ—ગમ૦
રૂડી રસોઇ તૈયાર કરીને, ભોજન પીરસ્યાં ભાણે,
ભાગ્ય વિના ભોજન કરવાની, આશા ફોકટ આણેરે.—ગમ૦
ચૂનાબંધ હવેલી ચણાવે, જોવા લાયક જેવી,
વાસ્તુ દિન વૈકુંઠ સીધાવે, ઇશ્વર કૃત ગતિ એવી—ગમ૦
મોટા મોટા મનસુબા કરી, મોટા પગરણ માંડે,
જાણે નહિ જે જમના કિંકર, કાળ પકડશે કાંડેરે—ગમ૦
ખાવા રણનાં ખુપ ઝાંઝવાં, ભાળી નહિ ભરમાવું,
દુનિયાનાં સુખ એવા દેખી, ફોકટ શું ફુલાવુંરે—ગમ૦
સંસારી સુખ સ્વપ્નાં જેવાં નહિ ભરૂસો ઝાઝોરે,
સુખ પામી મગરૂર થવુ નહિ, દુઃખ દેખી નવદાઝોરે—ગમ૦
મુઠીમાં જે હવા ભરી, તે વહી જતાં શી વાર,
અવશ્ય જાણો એહ તરેહનો, સઘળો છે સંસારરે—ગમ૦

પળમાં છાયો પળમાં તડકો, જગમાં જેમ જણાય,
રાજા પળમાં રંક બને છે, રાંક બને છે રાયરે—ગમ૦

એકદાડી આનંદ વધે, અને એક ઘડીમાં શોક,
એ કેની સ્થિરતા નથી અંતે, ફળ તેનાં છે ફોકરે—ગમ૦

કરી શકીએ તે ઉપાય કરવા, અંતે સઘળું સહેવું,
ઇશ્વર ઇચ્છા પ્રમાણે, જેમ રાખે તેમ રહેવું—ગમ૦



# શિવ મહિમ્ન સ્તોત્રમ્.

શ્રી ગણેશાય નમઃ શ્રી પુષ્પદંત ઉવાચ

મહિમ્નઃ પારંતે પરમવિદુષો યદ્ય સદ્રશી
સ્તુતિર્બ્રહ્માદીનામપિ તદવસન્નાસ્ત્વયિગિરઃ ।
અથાવાચ્યઃ સર્વઃ સ્વમતિ પરિણામાવધિ ગૃણન્
મમાપ્યેષ સ્તોત્રે હર નિરપવાદઃ પરિકરઃ ॥ ૧ ॥

અતીતઃ પન્થાનં તવ ચ મહિમા વાઙમનસયો
રતવ્દ્યાવૃત્યાયં ચકિત મભિધત્તે શ્રુતિરપિ ।
સકસ્ય સ્તોતવ્યઃ કતિવિધ ગુણઃ કસ્ય વિષયઃ
પદેત્વર્વાચીને પતતિ ન મનઃકસ્યનવચઃ ॥૨॥

મધુસ્ફીતા વાચઃ પરમમમૃતં નિર્મિતવત
સ્તવ બ્રહ્મન્કિંવા ઽપિ સુરગુરોર્વિસ્મય પદમ્ ।
મમ ત્વેતાં વાણીં ગુણ કથન પુણ્યેન ભવતઃ
પુના મીત્યર્થેઽસ્મિન્ પુરમથન બુદ્ધિર્વ્ય વસિતા ॥૩॥

તવૈશ્વર્યં યત્તજ્જગદુદયરક્ષા પ્રલયકૃત-
ત્રયી વસ્તુ વ્યસ્તંતિસૃષુ ગુણભિન્ના સુત નુષુ ।
અભવ્યાનામસ્મિન્વરદ રમણી યા મરમણીં
વિહન્તું વ્યાક્રોશીં વિદધત ઇહૈકે જડધિયઃ ॥૪॥

કિમીહઃ કિંકાયઃ સખલુ કિમુપાયસ્ત્રિભુવનં
કિમાધારો ધાતા સૃજતિ કિમુપાદાન ઇતિ ચ ।
અતર્ક્યૈશ્વર્યેત્વ ત્વય્યનવસર દુઃસ્થોહત ધિયઃ
કુતર્કોયં કાશ્ચિન્મુખરયતિ મોહાય જગતઃ ॥૫॥
અજન્માનો લોકાઃ કિમવયવવન્તોઽપિ જગતા
મધિષ્ટાતારં કિં ભવવિધિરનાદ્રત્ય ભવતિ ।
અનીશો વા કુર્યાદ્ભુવન જનનેકઃ પરિકરો
યતો મન્દાસ્ત્વાં પ્રત્યમરવર સંશેરત ઇમે ॥૬॥
ત્રયી સાંખ્યં યોગઃ પશુપતિમતં વૈષ્ણવમિતિ
પ્રભિન્ને પ્રસ્થાને પરમિદમદઃ પથ્યમિતિ ચ ।
રૂચીનાં વૈચિત્ર્યાદ્રજુકુટીલનાનાપથજુષાં
નૃણામેકો ગમ્યસ્ત્વમસિ પયસા મર્ણવ ઇવ ॥૭॥
મહોક્ષઃ ખટ્વાંગં પરશુ રજિનં ભસ્મ ફણિન
કપાલં ચેતીયત્તવ વરદ તન્ત્રોપકરણમ્ ।
સુરાસ્તાં તામૃદ્ધિં દધતિ તુ ભવદ્ભૂ પ્રણિહિતાં
નહિ સ્વાત્મારામં વિષય મૃગતૃષ્ણા ભ્રમયતિ ॥૮॥
ધ્રુવં કશ્ચિત્સર્વં સકલમપરસ્ત્વ ધ્રુવમિદં
પરો ધ્રૌવ્યાધ્રૌવ્યે જગતિ ગદતિ વ્યસ્ત વિષયે ।
સમસ્તે ઽપ્યેતસ્મિન્પુરમથન તૈર્વિસ્મિત ઇવ
સ્તુવઞ્જિહ્રેમિત્વાં ન ખલુ નનુ ધૃષ્ટા મુખરતા ॥૯॥

તવૈશ્વર્યં યત્નાયદુપરિ વિરિંચિર્હરિરધઃ
પરિચ્છેત્તું યાતા વનલ મનલ સ્કન્ધ વપુષઃ ।
તતો ભકિત શ્રધ્ધા ભર ગુરૂ ગૃણદ્દભ્યાં ગિરિશાયત્
સ્વયં તસ્થે તાભ્યાં તવ કિમનુવૃત્તિર્ન ફલતિ ॥૧૦॥

અયત્નાદાપાદ્ય ત્રિભુવનમવૈરવ્યતિકરં
દશાસ્યો યદ્દબાહુભ્રિત રણકણ્ડૂ પરવશાન્
શિરઃ પદ્મશ્રેણી રચિત ચરણાંભોરૂહબલેઃ
સ્થિરાયાસ્ત્વદ્દભકતે સ્ત્રિપુરહર વિસ્ફુર્જિત મિદમ્ ॥૧૧॥

અમુષ્ય ત્વેત્સેવા સમધિગત સારં ભુજવનં
બલાત્કૈલાસેડપિ ત્વદધિવસતૌ વિક્રમયતઃ
અલભ્યા પાતાલેડપ્યલસચલિતાંગુષ્ટ શિરસિ
પ્રતિષ્ઠા ત્વય્યાસી દ્ધ્રુવમુપચિતો મુહ્યતિ ખલઃ ॥૧૨॥

યદદ્ધિ સુત્રામ્ણો વરદ પરમોચ્ચૈરપિ સતી
મધશ્ચકે બાણઃ પરિજનવિધેય ત્રિભુવનઃ ।
નતચ્ચિત્રં તસ્મિન્વરિવસિતરિત્વચ્ચરણયો
ર્ન કસ્યાપ્યુન્નત્યે ભવતિ શિરસસ્ત્વય્યવનતિઃ ॥૧૩॥

અકાંડ બ્રહ્માડ ક્ષય ચકિત દેવાસુર કૃપા
વિધેયસ્યાસીધસ્ત્રિનયન વિષં સંહ્રતવતઃ ।

યદિ સ્ત્રૈણંદેવી યમનિરત દેહાર્ધ ઘટના
દવૈતિ ત્વામદ્ધા બત વરદ મુગ્ધા યુવતમઃ ॥૨૩॥

સ્મશાનેષ્વા ક્રીડા સ્મરહર પિચાશાઃ સહચરા
શ્ચિતાભસ્માલેપઃ સ્રગપિ નૃકરોટી પરિકરઃ ।
અમંગલ્યં શીલં તવ ભવતુનામૈવમખિલં
તથાપિ સ્મર્તૃણાં વરદ પરમં મંગલમસિ ॥૨૪॥

મનઃ પ્રત્યક્ ચિત્તે સવિધમવિધાયાત્તમરૂતઃ
પ્રહૃષ્યદ્રોમાણ પ્રમદશલિલોત્સંગીત દ્રશઃ ।
યદા લોકયા હ્લાદં હ્રદ ઇવિ નિમજ્જયામૃતમયે
દધત્યન્તસ્તત્વં કિમપિ યમિનસ્તત્કિલભવાન્ ॥૨૫॥

ત્વમર્કસ્ત્વં સોમ સ્ત્વમસિ પવનસ્ત્વં હુતવહ
સ્ત્વમાપસ્ત્વં વ્યોમ ત્વમુ ધરણિરાત્માત્વમિતિચ ।
પરિચ્છિન્નામેવં ત્વયિ પરિણતા બિભ્રતિગિરમ્
નવિદ્મસ્તતત્વં વયમિહ તુ યત્વં ન ભવસિ ॥૨૬॥

ત્રયીં તિસ્રો વૃત્તી સ્ત્રિભુવનમથો ત્રીનપિ સુરા
નકારદ્યૈર્વર્ણૈ સ્ત્રીભિરભિદધત્તીર્ણ વિકૃતિ ।
તુરીયં તે ધામ ધ્વનિભિરવરૂંધાન મણુભિઃ
સમસ્તંવ્યસ્તંત્વા શરણદ ગૃણાત્યોમિતિ પદમ્ ॥૨૭॥

ભવઃ શર્વો રૂદ્ર પશુપતિ રથોગ્રઃ સહ મહાં
સ્તથાભીમેશાના વિતિ યદભિધાનાષ્ટક મિદમ્ ।
અમુષ્મિન્ પ્રત્યેકં પ્રવિચરતિ દેવ શ્રુતિ રપિ
પ્રિયા યાસ્મૈં ધામ્ને પ્રણિહિત નમસ્યોઽસ્મિભવતે ॥૨૮॥

નમોનેદિષ્ઠાય પ્રિયદવ દવિષ્ઠાય ચ નમો
નમઃ ક્ષોહિષ્ઠાય સ્મરહર મહિષ્ઠાય ચ નમઃ ॥
નમો વર્ષિષ્ઠાય ત્રિનયન યવિષ્ઠાય ચ નમો
નમઃ સર્વસ્મૈતે તદિદમિતિ શર્વાય ચ નમ ॥૨૯॥

બહલરજસે વિશ્વોત્પતૌ ભવાય નમો નમઃ
પ્રબલતમસે તત્સંહારે હરાય નમો નમઃ
જનસુખકૃતે સત્ત્વોદ્રિક્તૌ મૃડાય નમો નમઃ
પ્રમહસિ પદે નિસ્ત્રૈ ગુણ્યે શિવાય નમો નમઃ ॥૩૦॥

કૃશપરિણતિ ચેતઃ ક્લેશવશ્યં ક્વ ચેદં
ક્વ ચ તવ ગુણસીમોલ્લંઘિની શશ્વ દૃદ્ધિઃ ।
ઇતિ ચકિત મમન્દીકૃત્યમાં ભક્તિરાધા
દ્વરદ ચરણ યોસ્તે વાક્ય પુષ્પોપહાંમ ॥૩૧॥

અસિતગિરિસમંસ્યાત્કજ્જલં સિન્ધુપાત્રે
સુરતરૂવરશાખા લેખની પત્રમુર્વી ।

સ કલ્માષઃ કણ્ઠે તત્ર ન કુરૂતે ન શ્રિયમહો
વિકારોડપિશ્લાઘ્યો ભુવન ભય ભઙ્ગ વ્યસનિન ॥૧૪॥

અસિદ્ધાર્થા નૈવ ક્વચિદપિ સદેવાસુરનરે
નિવર્તન્તે નિત્યં જગતિ જયિનો યસ્ય વિશિખાઃ ।
સપશ્યન્નીશત્વા મિતર સુરસાધારણ મભૂત
સ્મરઃ સ્મર્તવ્યાત્મા નહિ વશિષુ પથ્યઃ પરિભવઃ ॥૧૫॥

મહીપાદાઘાતાદ્વ્રજતિ સહસા સંશયપદમ્
પદં વિષ્ણોર્ભ્રામ્યદ્ભુજ પરિઘ રૂગ્ણ ગ્રહગણમ્ ।
મુહુર્દ્યૌર્દૌસ્થ્યં યાત્યનિભૃતજટા તાડિત તટા
જગદ્રક્ષાયૈત્વં નટસિ નનુ વામૈવ વિભુતા ॥૧૬॥

વયદ્વ્યાપીતારાગણગુણીત ફેનોન્દ્રમ રૂચિઃ
પ્રવાહો વારાંયઃ પૃષત લઘુદ્રષ્ટઃ શિરસિતે ।
જગદ્દ્વીપાકારં જલાધ વલયંતેન કૃતમિ
ત્યને નૈવો ન્નેયં ધૃતમહિમ દિવ્યં તવ વપુઃ ॥૧૭॥

રથઃ ક્ષોણીયંતા શતધૃતિ રગેન્દ્રો ધનુરથો
રથાંગે; ચંદ્રાર્કૌ રથચરણ પાણિઃ શર ઇતિ ।
દિધક્ષોસ્તે કોડયં ત્રિપુરતૃણ માડમ્બરવિધિ
વિંધેયૈઃ ક્રીડન્ત્યો ન ખલુ પરતન્ત્રાઃ પ્રભુધિયઃ ॥૧૮॥

હરિસ્તે સાહસ્રં કમલ બલિમાધાય પદયો
ર્યદેકોને તસ્મિન્નિજમુદહરન્નેત્રકમલમ્ ।
ગતો ભક્ત્યુદ્રેકઃ પરિણતિમસૌ ચક્રવપુષા
ત્રયાણાં રક્ષાયૈ ત્રિપુરહર જાગર્તિ જગતામ્ ॥૧૯॥

ક્રતૌ સુપ્તે જાગ્રત્ત્વમસિ ફલ યોગે ક્રતુમતાં
ક્વ કર્મ પ્રધ્વસ્તં ફલતિ પુરુષારાધનમૃતે ।
અતસ્ત્વાં સંપ્રેક્ષ્ય ક્રતુષુ ફલાદાન પ્રતિભુવં
શ્રુતૌ શ્રદ્ધાં બધ્ધ્વા દઢપરિકરઃ કર્મસુજનઃ ॥૨૦॥

ક્રિયાદક્ષો દક્ષઃ ક્રતુપતિરધીશસ્તનુ ભૃતા
મૃષીણામાર્ત્વિજ્યં શરણદ સદસ્યાઃ સુરગણાઃ ।
ક્રતુભ્રેષસ્ત્વત્તઃ ક્રતુફલવિધાન વ્યસનિનો
ધ્રુવં કતુઃ શ્રધ્ધા વિધુરમભિચારાય હિ મખાઃ ॥૨૧॥

પ્રજાનાથં નાથ પ્રસભમભિકં સ્વાં દુહિતરં
ગતં રોહિદ્ ભૂતાં રિરમયિષુમૃષ્યસ્ય વપુષા ।
ધનુષ્પાણે યાંતં દિવમપિ સપત્રાકૃતમમું
ત્રસન્તં તેઽદ્યાપિ ત્યજતિ ન મૃગવ્યાધરભસઃ ॥૨૨॥

સ્વલાવણ્યાશંસાધૃત ધનુષમહ્નાય તૃણવન
પુરઃ પ્લુષ્ટં દષ્ટ્વા પુરમથન પુષ્પાયુધમપિ ।

લિખતિ યદિ ગૃહીત્વા શારદા સર્વકાલં
તદપિ તવ ગુણાનામીશ પારંન યાતિ ॥૩૨॥

અસુર સુર મુનીંદ્રૈરર્ચિંતસ્યેંદુ મૌલે—
ર્ગ્રંથિત ગુણ મહિમ્નો નિર્ગુણસ્યેશ્વરસ્ય ।
સકલ ગુણ વરિષ્ટઃ પુષ્પ દંતાભિધાનો
રૂચિરમલઘુવૃતૈઃ સ્તોત્રમેતચ્ચકાર ॥૩૩॥

અહરહરનવદ્યં ધુર્જટેઃ સ્તોત્રમે તત
પઠતિ પરમ ભકત્યા શુદ્ધ ચિતઃ પુમાન્યઃ ।
સ ભવતિ શિવ લોકે રૂદ્રતુલ્ય સ્તથા-ત્ર
પ્રચુરતર ધનાયુઃ પુત્રવાન્કીર્તિમાંશ્ચ ॥૩૪॥

મહેશાન્નાપરો દેવો મહિમ્નોના પરા સ્તુતિઃ
અઘોરાન્ના પરો મંત્રો નાસ્તિ તત્વં ગુરોઃ પરમ ॥૩૫॥

દીક્ષા દાનં તપસ્તીર્થં જ્ઞાનં યાગાદિકા ક્રિયા ।
મહિમ્ન સ્તવ પાઠસ્ય કલાં નાર્હંતિ ષોડશીમ્ ॥૩૬॥

કુસુમદશનનામા સર્વ ગંધર્વ રાજઃ
શશિધર વર મૈલૈ દેવદેવસ્યદાસઃ ।
સ ખલુ નિજ મહિમ્નો ભ્રષ્ટ એવાસ્યરોષાત
સ્તવનમિદમકાર્ષીત દિવ્યં મહિમ્નઃ ॥૩૭॥

સુરવર મુનિ પૂજ્યં સ્વર્ગ મોક્ષૈક હેતું
પઠતિ યદિ મનુષ્યઃ પ્રાંજલિર્નાન્યચેતા ।
વ્રજતિ શિવ સમીપં કિન્નરૈઃ સ્તૂયમાનઃ
સ્તવનમિદ મમોઘં પુષ્પદંત પ્રણીતમ ॥૩૮॥

શ્રી પુષ્પદન્ત મુખ પંકજ નિર્ગતેન
સ્તોત્રેણ કિલ્બિષ હરેણ હરપ્રિયેણ ।
કંઠસ્થિતેન પઠિતેન સમાહિતેન,
સુપ્રીણિતો ભવતિ ભૂતપતિર્મહેશઃ ॥૩૯॥

ઇત્યેષા વાઙ્મયી પૂજા શ્રીમચ્છંકરપાદયોઃ
અર્પિતા તેન દેવેશઃ પ્રીયતાં મે સદાશિવઃ ॥૪૦॥



## શ્લોક–શાર્દુલાકૃત.

પાતાળેશાન્તિરિક્ષે દશદિશગગને સપ્તસહિલેસમુદ્રે,
ભસ્મેકાષ્ઠે ચલુષ્ઠે સ્થિતિજલપવને સ્થારજંગમવા.
અકાંમ્ બિજામ્ સર્વનામ સચિનામ્,
અસુરસુસ્પતે પુષ્પપત્રેતિનાગ્રે.
એકોવ્યાપિ શિવ શિવ શિવોહં—
ઇતિવિદતિ હરિનાસ્તતેવોઽવનિય ॥ ૧ ॥

---

પુજાની સોળ સામગ્રીના નામ.

| | |
|---|---|
| ૧ પંચામૃત. | ૯ પાન. |
| ૨ જનોઇ. | ૧૦ સોપારી. |
| ૩ વસ્ત્ર. | ૧૧ શ્રીફળ. |
| ૪ ચંદન. | ૧૨ સાકર. |
| ૫ અક્ષત. | ૧૩ ધુપ. |
| ૬ અંબિલ. | ૧૪ કપુર. |
| ૭ ગુલાલ. | ૧૫ ઘીનોદીવો |
| ૮ બિલકુલ | ૧૬ લીલોમેવો |

॥ ઇત્યાદિ ॥

આ સોળ સોમવારનું વ્રત કરવાનો પ્રારંભ.

અષાઢ, શ્રાવણ, માર્ગશિર્ષ અને માહા માસના શુકલ પક્ષમાં કરવાનો છે.



श्री गणेशाय नमः

અથ

# શ્રી સોળ સોમવાર વૃત પ્રારંભ.

---

શ્રી ઘણો પવિત્ર એવો વૈદર્ભ દેશ હતો, તેમાં અમરાવતી નામનું એક શહેર હતું. આ શહેરમાં મોટાં મોટાં શિવાલયો હતાં. તેવા રણભુવનમાં એક વખતને વિષે, એકાન્ત સ્થળ વિષે શિવ અને પાર્વતિ બંને જણ દેવળમાં આવ્યાં અને ત્યાં થોડીવાર સહજ મુકામ કર્યો. પાર્વતિજી એ ઠેકાણું પવિત્ર જોઇને મહાદેવજીને કહેવા લાગ્યા, જે મને એમ લાગે છે કે આપણે આ ભુમી ઉપર સોગઠાંની રમત રમીએ. ત્યારે મહાદેવજીએ કહ્યું કે ઠીક, એમ કહીને રૂડે પ્રકારે દાવ માંડ્યા. તે વખતે આ દેવળની અંદર એક તપોધન બ્રાહ્મણ હતો તેને પાર્વતી-જીએ પુછ્યું કે, 'હે બ્રાહ્મણ આ દાવ કોણ જીત્યું તે સાચું બોલ.' ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે શિવજી જીત્યા પછી બીજો દાવ માંડ્યો. તે રમતા પાર્વતી જીત્યાં ત્યારે તેમણે પેલા બ્રાહ્મણને પુછ્યું કે આ દાવ કોણ જીત્યું ત્યારે બ્રાહ્મણ બોલ્યો શંકર જીત્યા. ત્યારે પાર્વતીજીએ પેલા બ્રાહ્મણને કહ્યું કે તું જુઠું બોલે છે માટે જલદી મારા

શ્રાપને ગ્રહણ કર. તેવું કહી શંકર અને પાર્વતી વૈકુંઠ-પતિને મળવા ગયાં. પેલો તપોધન મન સાથે વિચાર કરે છે આ કોડ શી રીતે જશે. આથી મને ઘણું દુઃખ થાય છે માટે તેનો શો ઉપાય કરવો. એટલામાં એક સ્વરૂપવંતિ અપ્સરા મહાદેવ અને પાર્વતિની પુજા કરવા દેવળમાં આવી. તે અપ્સરાએ બ્રાહ્મણને પુછયું કે તમને આ કોઢ શી રીતે થયા? ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે મને પાર્વતિએ શ્રાપ દીધો છે, એમ બીહીતાં બીહીતાં કહ્યું. પેલી સ્વરૂપવંતિ અપ્સરા બોલી કે બ્રાહ્મણ તું ફીકર કરીશ નહીં. તું સોળ સોમવારનું વૃત કર જેથી દુઃખ નાશ થશે. પછી તે બ્રાહ્મણે ઉઠી વિનંતી કરી કહ્યું જે હે માતા તે વૃતની વિધી બરાબર કહો, હું એ વૃત કરીશ. અપ્સરા કહે તે વૃતને દહાડે સાયંકાલ સુધી ખાવું નહીં, અને પછી મહાદેવજીની પુજા કરી ધુપ, દીપ, નૈવેદ્ય વિગેરે સોળ પ્રકારના ઉપચાર વડે શંકરને પુજવા. પછી લોટ શેર અઘો લઇને તેની ત્રણ બાટીઓ કરવી, પછી તેને પકાવીને ભાંગી નાંખવી, પછી તેમાં ઘી ગોળ નાંખીને તેનો લાડુ કરીને ખાવો, પણ મીઠા વગર એટલે મોળું એ પ્રકારે સોળ સોમવારનું વૃત બરાબર ચલાવવું. જ્યારે સોળ સોમવાર પુરા થાય અને સત્તરમો સોમવાર આવે એટલે લોટ શેર પાંચ લઇ તેની બાટીઓ કરીને તેમાં

ઘી ગોળ નાંખી ચુરમું તૈયાર કરવું, તે ચુરમું શંકરના દેવળમાં લઈ જવું અને શંકરની પુજા કરી તેમને તે વેળાએ ત્રીજા ભાગનું ચુરમું નૈવેદ્ય માટે મુકી દેવું, બીજો ભાગ દેવળના નોકરોને વ્હેંચી દેવો તે ત્રીજો ભાગ ઘેર લાવીને પોતાના કુટુંબ સાથે માન આદર સહિત જમવો. તે પ્રકારે અપ્સરાએ બ્રાહ્મણને કહ્યું. એ પ્રમાણે સાંભળી પેલો બ્રાહ્મણ આનંદપુર્વક વૃત કરવાને તૈયાર થયો. તેજ દહાડેથી તેણે વૃત કરવા માંડયું વૃતની સમાપ્તિ થઇ કે કોઢ ગયા અને પ્રથમના જેવું શરીર થયું. ત્યારપછી શંકર અને પાર્વતિ વૈકુંઠપતિને મળીને તે સ્થળે પછાં આવ્યાં, ત્યારે પેલા બ્રાહ્મણને શ્રાપ આપેલો તેજ વખતે પાર્વતિજીને યાદ આવ્યો, ને ધીમે ધીમે તેના સામું જોયું તો તેના શરીરે કોઢ દીઠા નહીં, ત્યારે પાર્વતીજીએ તે બ્રાહ્મણને પુછયું કે તું કોઢમાંથી કેવી રીતે નિવારણ થયો? ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે અતિ ઉત્તમ એવું સોળ સોમવારનું વૃત મેં કર્યું અને શંકરને સંતુષ્ટ કર્યા. તેમની કૃપા વડે કોઢ વિગેરે સર્વ દુઃખથી નિવારણ થયો છું. આ વૃતની આટલી બધી મોટાઈ સાંભળીને પાર્વતી ખુશી થઇને બોલ્યાં કે મારો પુત્ર કાર્તીકસ્વામી રીસાઇ ગયા છે માટે હું પણ આ વૃત કરીશ. પછી પાર્વતીએ તે વૃતનો આરંભ કર્યો. તે પુરૂં થવા આવ્યું કે કાર્તીકસ્વામીને

વિચાર થયો કે માતાજીની સાથે રીસાવું તે ઠીક નહિ, એમ વિચારીને કાર્તીકસ્વામી ઉઠયા અને તેમની માતા જે પાર્વતી તેમની પાસે આવ્યા. તેમને જોઇને પાર્વતીને સંતોષ થયો. પછી કાર્તીકસ્વામી પોતાની માતા પ્રત્યે કહેવા લાગ્યા કે મને વનમાં રહેતા ઘણા દિવસ થયા પણ તમારા વગર મારાથી હમણાં રહેવાયું નહીં એવો વિચાર હમણાં થયો કે માતાજીના દર્શન કરવા જાઉં. એવી મનની અંદર ઇચ્છા થઈ તેનુ કારણ શું તે હે માતા કહો. પછી પાર્વતી બોલ્યા કે હે પવિત્ર પુત્ર મેં સોળ સોમવારનું વૃત કર્યું તેથી મને મળવાની તારી ઇચ્છા થઈ. તે પ્રકારે વૃતનો મહિમા સાંભળી કાર્તીકસ્વામી બોલ્યા કે હે માતાજી આ વૃત હું પણ કરીશ. મારા મનમાં જે ઇચ્છા છે તે હું સત્વરથી કહું છું. મારો મિત્ર એક બ્રાહ્મણપુત્ર છે તે ઘણા દીવસથી પ્રદેશ ગયેલો છે તેને મળવાની મારા મનમાં ઇચ્છા થઈ છે. આવી ઇચ્છાથી કાર્તીકસ્વામીએ વૃતનો આરંભ કર્યો કે વૃત પુરૂં થતાં તરતજ એક સુંદર વનમાં સ્હેજ ભાવે પેલા મુસાફર બ્રાહ્મણને કાર્તીકસ્વામીએ જોયો. બ્રાહ્મણ પણ કાર્તીકસ્વામીને જોઈ આઠે અંગ વડે ખુબ પ્રેમથી ભેટ લીધો. બ્રાહ્મણે મનમાં આશ્ચર્ય પામી કાર્તીકસ્વામીને પુછયું કે હું માર્ગમાં જતો હતો એટલામાં આપણી બન્નેની મુલાકાત થઇ એ

મોટી નવાઈ જેવી વાત છે. ત્યારે કાર્તીકસ્વામી પોતાના મિત્રને કહેવા લાગ્યા કે મેં મોટું વૃત કર્યું જેથી તમારી મુલાકાત ઓચિન્તાની થઈ. બ્રાહ્મણ કહે છે કે વૃતનો ભારે ચમત્કાર છે ત્યારે તો હું પણ એ એવું ઉત્તમ વૃત કરીશ. મારે પણ લગ્ન કરવાની ઇચ્છા છે માટે મને પણ એ વૃતની વિધી કહો. કાર્તીકસ્વામીએ એને વૃતનો પ્રભાવ વિધી પ્રમાણે કહ્યો. તે બ્રાહ્મણે તે વિધીપુર્વક સાંભળી વૃતનો આરંભ કર્યો, અને પછી બીજે દેશ જવાને નીકળ્યો. તે વૃત પુરૂં થવા આવ્યું કે તરતજ તેના પ્રારબ્ધના યોગે એક મોટા નગરમાં જઈ ચડયો. ત્યાંનો રાજા ઘણો ધર્માત્મા હતો. તેને એક સારી કન્યા હતી તેનો તેણે સ્વયંવર માંડયો તે તેણે ભારે પણ કર્યું હતું. તે વખતે દેશ દેશના રાજા મહારાજાઓ એકઠા થયા હતા. તેમાં બધા બ્રાહ્મણો કૌતુક જોવાને દોડયા. તે રાજાએ એક હાથણી શણગારીને છુટી મુકી હતી તે હાથણીને બરાબર વિધીથી સભામાં લાવવામાં આવી હતી. પછી તે હાથણી ફરતી ફરતી પેલો બ્રાહ્મણ બેઠેલો હતો ત્યાં આવીને તેના ગળામાં તે વરમાળા ઘાલી અને પોતાને માથે બેસાડયો. આવો આનંદ જોઈ રાજાએ લગ્નનો આરંભ કરવા માંડયો. તે વરને પોતાને ઘેર તેડયો અને તેની સાથે કુંવરીનું લગ્ન રાજાએ આનંદથી કર્યું. વર કન્યા પરણી આનંદે કરી

પોતાને ઘેર આવ્યાં. પછી રાજકુંવરી મોટાઈ પામી અને પોતાની હકીકત જાણવા સારૂ એક વખતને સમયે બંને જણાં એકાન્તે ઘરમાં બેઠાં હતાં ત્યારે તે રાજકન્યા બોલી કે ઉત્તમ બ્રાહ્મણ તમો માર્ગમાં ફરતા હતા તેવામાં હું તમોને કેવી રીતે પ્રાપ્ત થઇ, ને એ તમારા કર્મના કયા સારા પ્રતાપ તે કહો. બ્રાહ્મણ કહે છે કે હે પ્રિયે તું સાંભળ. સોળ સોમવારનું વૃત કરવાથી તારા જેવી રાજકન્યા મને પ્રાપ્ત થઈ. રાજકન્યા આ વાત સાંભળી આશ્ચર્ય પામીને કહેવા લાગી કે મેં આજે નવું વૃત સાંભળ્યું. તેનો ચમત્કાર જોવાને તે વૃત કરવાનો તેણે નિશ્ચય કર્યો. પોતાના મનમાં પુત્રની ઇચ્છા કરી તે વૃતનો તેને આરંભ કર્યો તે વૃત પુરૂં થવા આવ્યું કે તરતજ મહાદેવજીએ પુત્રરૂપી વસ્ત્ર તેને આપ્યું, અને તે પુત્ર કેવો આપ્યો કે જેનું સો વરસનું આયુષ્ય, બુદ્ધિ, જ્ઞાન, અનુભવી, સારો, પ્રતાપી અને આદર વડે માતા પિતાની સેવા કરે તેવો જ્ઞાની પુત્ર જોઈ પેલો બ્રાહ્મણ સંતુષ્ટ થયો ને કહેવા લાગ્યો કે આ વૃતનો મહીમા ઘણોજ છે; તેનું વર્ણન કરતાં પાર આવે તેમ નથી. પછી તે પુત્ર એક દિવસને સમયે પોતાની માતા પ્રત્યે કહેવા લાગ્યો કે હું સર્વ ગુણ સંપન્ન એવો તમોને શાથી પ્રાપ્ત થયો તે હે માતા કહો. ત્યારે તેની માતા બોલી કે હે પુત્ર મેં ઉત્તમ વૃત કરીને મહાદેવજીને પ્રસન્ન કર્યા તેથી મારા મનની

કામના પુર્ણ થઇ; ત્યારે તે પુત્રે માતા પ્રત્યે પ્રશ્ન કર્યો કે હે માતા આ વ્રત કૃપા કરીને મને કહો, હું પણ તમારા કહેવા પ્રમાણે કરીશ. પુત્ર કહે છે કે મારા મનની એવી ઇચ્છા છે કે રાજગાદી ઉપર બેસું અને એવી રીતે કે કંઇપણ મહેનત વગર ગાદી ઉપર બેસું, પછી પોતાની માતાને વ્રતની વિધી પુછીને તેજ પ્રમાણે વ્રત કર્યું. પછી એક મોટું સુંદર શહેર હતું. તે શહેરનો રાજા ઘરડો થયો હતો; તેને ફકત એક કન્યા રત્ન હતું તેને માટે વિચાર કરીને આ બ્રાહ્મણને પરણાવવાનો વિચાર કર્યો; તે વખતે વિધી પ્રમાણે તેનો સ્વયંવર કર્યો ને બ્રાહ્મણને તે કન્યા આપી, અને તેનામાં સારા ગુણ જોઇ પેલા રાજાએ તે ગાદી ઉપર તે બ્રાહ્મણને બેસાડયો અને તે બ્રાહ્મણ રાજ કરવા લાગ્યો. તે વ્રત કરવાથી જે ઇચ્છા હતી તે પરીપુણ થઈ. એવામાં સત્તરમો સોમવાર આવ્યો ત્યારે તેણે પોતાની સ્ત્રીને કહાવી મોકલ્યું કે પાંચશેર લોટ લઈ તેની બાટીઓ કરીને ઘી ગોળ નાંખી ચુરમું કરીને જલદીથી દેવાલયમાં મોકલી દેજો. પેલી સ્ત્રીએ તે વાત સાંભળીને વિચાર્યું કે મોટા રાજા થઇને દેવળમાં આટલું ચુરમું મોકલવાનો વિચાર કર્યો એમાં તે શી મોટાઈ વધે! એમ વિચાર કરી તે કન્યાએ એક થાળમાં પાંચસો રૂપીઆની સોના મોહોર ભરીને દેવળમાં મોકલી

તેથી તરત તે વ્રતનો ભંગ થયો અને મહાદેવજી કોપાયમાન થયા. મહાદેવજીએ રાજાને કહ્યું જે તારી સ્ત્રીએ વ્રતનો ભંગ કર્યો અને માટે રાજનો નાશ થશે ને તેને પણ તેનો બદલો મળશે. તું તે સ્ત્રીને ઘરમાં રાખીશ તો સર્વેનો નાશ થશે હવે જો તારે રાજ્યનું રક્ષણ કરવું હોય તો તે સ્ત્રીને રાખીશ નહીં. ત્યારે પ્રધાન બોલ્યો કે તે સ્ત્રીના પિતા-શ્રીનું રાજ્ય છે તેને કાઢી મુકવાથી નિંદાને પાત્ર થઇએ. ત્યારે મહાદેવજીએ પ્રધાનને કહ્યું કે તું પણ પાપી થઇશ અને રાજ્યનો પણ નકકી નાશ થશે પછી રાજા અને પ્રધાને વિચાર કરીને તે કન્યાને કહાડી મુકી તેથી તે રાજકન્યા બહુ દુઃખ પામી અને મનમા બહુજ ચીંતાતુર થઇ ઉઘાડે પગે ઘણેક માર્ગે ચાલી નીકળી અને ત્યાં તેણે એક સુંદર નગર જોયું તે નગરમાં તે સ્ત્રી જઇને એક ડોસીને ઘેર ગઇ તે રાજકુંવરી રહી. પેલી ડોસી કહે કે હે બાઇ તું સાંભળ. એક કામ હું તને કહું છું. આ સુતરની આંટીઓ છે તે તું વેચી આવ. હું તને કંઇક દામ આપીશ ત્યારે રાજકન્યા કહે કે બહુ સારૂં. એમ કહીને સુતરના આંટીઓ વેચવાને ચાલી તે આંટીઓ બાંધીને મસ્તક ઉપર મુકી હતી તેવામાં ઓચિન્તો ભારે પવનનો ઝપાટો આવ્યો તેથી સુતરની આંટીઓ ઉડી ગઈ ને તે ઠાલી માલી પાછી ડોસી પાસે આવી. ઘેર આવીને કહેવા લાગી

કે હે માતા બધી આંટીઓ પવનથી ઉડી ગઈ. ત્યારે ડોસી બોલી કે તું જલદી અહીંથી જા. ત્યાંથી રાણી ચાલી નેં એક ઘાંચીને ઘેર ગઈ પરંતુ ભાવિ કોઇથી મિથ્યા થતુંજ નથી તેની કથા કહું છું તે સાવધાન થઇને સાંભળો. પેલા ઘાંચીએ તેલના ચાર ઘડા ભરીને મુકયા હતા તે રાજકન્યાની નજર પડતાં ખાલી થઈ ગયા ને બધું તેલ ઉડી ગયું. પછી ઘાંચી બોલ્યો કે હે બાઈ કૃપા કરીને અહીંથી જલદી જા, મને એમ લાગે છે કે તું અહીં રહીશ તો હમો ભીખારી થઇ જશું. કેવી રીતે તેલ ઉડી ગયું તે જાણીને ઘાંચી મનમાં આશ્ચર્ય પામ્યો ને કહેવા લાગ્યો કે આ બાઇના આવવાથી તેલ અદ્રષ્ટ થઈ ગયું. પેલા ઘાંચીએ તેને ફળીઆ બહાર કાઢી ત્યારે તે બાઇ નદી કીનારા ઉપર ગઈ. તેનાં પાપયોગે બધી નદી સુકાઈ ગઈ. પછી તે બાઇ વનમાં ગઈ ત્યારે ઓચિન્તુ એક સરોવર દીઠું. તે નિર્મળ જળથી ભરપુર હતું. તે વખતે તે રાજકુંવરી તે સરોવર ઉપર ગઈ. તે સરોવરના પાણી ઉપર તેની નજર પડતાં સરોવરમાં બધા કીડા પડી ગયા તેવામાં આજુબાજુના ગોવાળીયાઓએ તે પાણી પીવાને ત્યાં આણી હતી. પછી તે ગોવાળીયાઓએ તે પાણી પીવાને હાથમાં લીધું ત્યારે ઓચિન્તા તે જળમાં કીડા તેમની નજરે પડયા તેથી તે પાણી તેમણે ફેંકી

દીધું. તે પછી તે વનમાં એક સાધુ રહેતો હતો તે પાણી લેવાને તે સરોવર ઉપર આવ્યો. તે રાજકુંવરીને એકલી જોઇને પોતાના આશ્રમમાં લઇ ગયો. તેની સાથે સાધુ બોલ્યો હે કુંવરી તું મારી દીકરી છે, તારે અન્ન વસ્ત્રની કંઈ ખોટ નથી માટે તું અહીંઆ નિરાંતે રહે. પછી તે કુંવરી ત્યાં રહીને ઘરનું કામકાજ કરવા લાગી. એ બાઇએ નાના પ્રકારનાં દુઃખ ભોગવ્યાં તે વૃત ભંગ થવાનોજ ઉપાય છે. અન્ન અને પાણીને જ્યારે તે બાઈ હાથ લગાડતી હતી ત્યારે તેમાં તરત કીડા થઇ જતા હતા તે જોઇને સાધુ પોતાના મનમાં આશ્ચર્ય પામ્યો અને તેનો ઉપાય શો કરવો. તેના ઉપર કયા દેવતાનો શ્રાપ છે તે જોવાને તેણે અનુષ્ટાન માંડયું તેથી તે સાધુને મહાદેવજી પ્રસન્ન થયા અને કહ્યું કે હે સાધુ તારા મનમાં જે કંઈ ઇચ્છા હોય તે માગ. પછી તે સાધુ મહાદેવજીને પ્રણામ કરીને બોલ્યો કે હે સ્વામી કૃપા કરીને કહો કે આ રાજકુંવરી ઉપર શો દોષ આવ્યો છે, પછી મહાદેવજીએ કહ્યું કે તે બાઇએ સોમવારના વૃતનો ભંગ કર્યો છે. એ દોષ વડે કરીને તેની આવી દશા થઇ. ત્યારે સાધુએ કહ્યું કે હે ઉમાપતિ તમો દયાળુ થઇને એ દોષનો નાશ થાય તેવો ઉપાય કહો, અને તે પુર્વે હતી તેવી કરો. પછી મહાદેવજી કહેવા લાગ્યા કે સોળ સોમવારનું વૃત કરવાથી

તેનું પાપ બળી જશે અને નિર્દોષ થઇને પોતાના સ્વામીને મળશે, એવું કહીને મહાદેવજી અંતરધ્યાન થઈ ગયા ત્યારપછી તે બાઇ સોળ સોમવારનું વૃત કરવા લાગી ત્યારે તેના સ્વામીને ઘણેક દહાડે યાદ આવ્યું કે મારી સ્ત્રીની વનમાં શું દશા હશે તેની શોધ કરાવું. પછી તેણે દેશોદેશ નોકરો મોકલ્યા. તેઓ ચાલતા ચાલતા વનમ આવ્યા અને રાજકન્યાને ઓળખી, અને તે સાધુ પાસે માગણી કરવા લાગ્યા પરંતુ તે સાધુ કાંઇપણ બોલ્યો નહીં પછી તે નોકરોએ રાજા પાસે આવીને હકીકત કહી તેથી રાજાને ઘણો હર્ષ થયો. પછી રાજા અને પ્રધાન બન્ને જણા ત્યાંથી વનમાં જવાને ચાલી નીકળ્યા અને મોટ સમારંભથી સાધુ પાસે આવ્યા. પછી સાધુને રાજાએ સાષ્ટાંગ નમસ્કાર કર્યાં અને એક બીજાને આઠે અંગ વ મળી રાજાએ સાધુને પ્રસન્ન કર્યો. સાધુ રાજા પ્રત્યે કહેવા લાગ્યો કે હમારી કન્યાને હમોએ પીયરમાં પાળી હવે તમો પાળો, એમ કહીને તે સાધુએ તે કન્યા રાજાન હાથમાં આપી, તે વેળાએ ઉઠી સાધુને પ્રણામ કર્યા પછ તે સ્ત્રીને પાલખીમાં બેસાડી અને પોતે ઘોડા ઉપર બેસીને મંડળ સાથે વાજતાં ગાજતાં પોતાના નગરમાં આવ્યો, અને મોટો ઉત્સાહ કર્યો અને બ્રાહ્મણોને દાન દક્ષણાઓ આપીને સંતુષ્ટ કર્યા. રાજા રાણી બન્ને આનંદ કરવા લાગ્યા

સર્વે પ્રજા પણ આનંદ પામી. આ કથાનો મહિમા અગાધ છે. તેનું વર્ણન થઈ શકે તેમ નથી. આવું ઉત્તમ વૃત જે માણસ કરે છે તેના ઉપર મહાદેવજી દયાળુ થઇને એક ક્ષણવારમાં ગમે તેવા દોષ દારીદ્ર સંકટમાંથી નિવારણ કરી સુખને શાંતિ આપે છે તેમાં જરાપણ સંશય નથી, અને જે કોઇ પોતાના મનમાં આશા રાખીને આ વ્રત પુર્ણ કરશે તેનો મનોરથ શંકરની કૃપા વડે કરીને પુર્ણ થશે એ સત્ય છે. ધન, પુત્ર, કન્યા વિગેરે જે કંઈ ઈચ્છા હોય તે આ વ્રત વડે કરીને પ્રાપ્ત થાય છે, અને આ સોળ સોમવારની કથા સાંભળવાથી ઉમાપતિ કૈલાસ નિવાસી જે મહાદેવજી તે પ્રસન્ન થાય છે. વ્યાસ ઋષિ કંહે છે કે આ કથા જુની છે, કલ્પીત નથી તે નક્કી જાણવું. ઇતિ શ્રી સોમવાર વૃત સમાપ્ત.



# ....શ્રી રામ રક્ષાસ્તોત્ર પ્રારંભ....

અસ્ય શ્રીરામરક્ષાસ્તોત્ર મંત્રસ્ય બુધકૌશિક ઋષિઃ શ્રીસીતારામચંદ્રો દેવતા। અનુષ્ટુપ છંદઃ। સીતાશક્તિઃ શ્રીમદ્‌હનુમાન્ કીલકમ્। શ્રીરામચંદ્ર પ્રીત્યર્થે રામરક્ષા સ્તોત્ર જપે વિનિયોગઃ ॥

ધ્યાયેદાજાનુબાહું ધૃતશરધનુષં બદ્ધપદ્માસનસ્થં
પીતં વાસો વસાનં નવકમલદલસ્પર્ધિનેત્રં પ્રસન્નમ્।
વામાંકારૂઢ સીતા મુખકમલમિલલ્લોચનં નીરદાભં
નાનાલંકાર દીપ્તં દધતમુરૂજટામંડનં રામચંદ્રમ ॥૧॥

ચરિતં રઘુનાથસ્ય શતકોટિ પ્રવિસ્તરમ।
એકૈકમક્ષર પુંસાં મહાપાતક નાશનમ ॥ ૧ ॥

ધ્યાત્વા નીલોત્પલશ્યામં રામં રાજીવલોચનં।
જાનકી લક્ષ્મણોપેતં જટામુકુટમંડિતમ ॥ ૨ ॥

સાસિતૂણધનુર્બાણપાણિં નક્તંચરાંતકમ।
સ્વલીલયા જગત્રાતુમાવિર્ભૂતમજં વિભુમ ॥ ૩ ॥

રામરક્ષાં પઠેત્પ્રાજ્ઞઃ પાપઘ્નીં સર્વકામદામ ।
શિરો મે રાઘવઃ પાતુ ભાલં દશરથાત્મજઃ ॥ ૪ ॥

કૌસલ્યેયો દૃશૌ પાતુ વિશ્વામિત્રપ્રિયઃ શ્રુતી ।
ઘ્રાણં પાતુ મખત્રાતા મુખં સૌમિત્રિવત્સલઃ ॥ ૫ ॥

જીવ્હાં વિદ્યાનિધિઃ પાતુ કંઠં ભરતવંદિતઃ ।
સ્કંધૌ દિવ્યાયુધઃ પાતુ ભુજૌ ભગ્નેશકાર્મુકઃ ॥ ૬ ॥

કરૌ સીતાપતિઃ પાતુ હૃદયં જામદગ્ન્યજીત ।
મધ્યં પાતુ ખરધ્વંસી નાભિં જાંબવદાશ્રયઃ ॥ ૭ ॥

સુગ્રીવેશઃ કટી પાતુ સકથિની હનુમત્પ્રભુઃ ।
ઉરૂ રઘૂત્તમઃ પાતુ રક્ષઃકુલવિનાશકૃત્ ॥ ૮ ॥

જાનુની સેતુકૃત્પાતુ જંઘે દશમુખાંતકઃ ।
પાદૌ વિભીષણશ્રીદઃ પાતુ રામોંખિલં વપુઃ ॥ ૯ ॥

એતાં રામ બલોપેતાં રક્ષાં યઃ સુકૃતી પઠેત ।
સચ્ચિરાયુઃ સુખી પુત્રી વિજયી વિનયી ભવેત ॥ ૧૦ ॥

પાતાલભૂતલવ્યોમચારિણશ્છદ્મચારિણઃ ।
ન દ્રષ્ટુમપિ શકતાસ્તે રક્ષિતં રામનામભિઃ ॥ ૧૧ ॥

રામેતિ રામભદ્રેતિ રામચંદ્રેતિ વા સ્મરન્ ।
નરો ન લિપ્યતે પાપૈર્ભુક્તિં મુક્તિં ચ વિંદતિ ॥ ૧૨ ॥

જગજ્જૈત્રેકમંત્રેણ રામનામ્નાભિરક્ષિતમ ।
યઃ કંઠે ધારયેત્તસ્ય કરસ્થાઃ સર્વસિધ્ધયઃ ॥ ૧૩ ॥

વજ્રપંજરનામેદં યો રામકવચં સ્મરેત્ ।
અવ્યાહતાજ્ઞઃ સર્વત્ર લભતે જયમંગલમ્ ॥ ૧૪ ॥

આદિષ્ટવાન્યથા સ્વપ્ને રામરક્ષામિમાં હરઃ ।
તથા લિખિતવાન્પ્રાતઃ પ્રબુદ્ધો બુધકૌશિકઃ ॥ ૧૫ ॥

આરામઃ કલ્પવૃક્ષાણાં વિરામઃ સકલાપદામ્ ।
અભિરામસ્ત્રિલોકાનાં રામઃ શ્રીમાન્સ નઃ પ્રભુ ॥ ૧૬ ॥

તરૂણૌ રૂપસંપન્નો સુકુમારો મહાબલો ।
પુંડરીકવિશાલાક્ષૌ ચીર કૃષ્ણાજીનાંબરો ॥ ૧૭ ॥

ફલમૂલાશિનૌ દાંતૌ તાપસૌ બ્રહ્મચારિણૌ ।
પુત્રો દશરથસ્યૈતૌ ભ્રાતરૌ રામલક્ષ્મણૌ ॥ ૧૮ ॥

શરણ્યૌ સર્વસત્વાનાં શ્રેષ્ઠૌ સર્વધનુષ્મતામ્ ।
રક્ષઃકુલનિહંતારો ત્રાયેતાં નો રઘૂત્તમૌ ॥ ૧૯ ॥

આત્તસજ્જધનુષાવિષુસ્પૃશાવક્ષયાશુગનિષંગસંગિનૌ ।
રક્ષણાય મમ રામલક્ષ્મણાવગ્રતઃ પથિ સદૈવ ગચ્છતામ્ ॥ ૨૦ ॥

સન્નદ્ધઃ કવચી ખડ્ગી ચાપબાણધરો યુવા ।
ગચ્છન્મનોરથોસ્માકં રામઃ પાતુ સલક્ષ્મણઃ ॥ ૨૧ ॥

રામો દાશરથિઃ શૂરો લક્ષ્મણાનુચરો બલી ।
કાકુત્સ્થઃ પુરૂષઃ પૂર્ણઃ કૌસલ્યેયો રઘૂત્તમઃ ॥ ૨૨ ॥

વેદાંતવેદ્યો યજ્ઞેશઃ પુરાણપુરૂષોત્તમઃ ।
જાનકીવલ્લભઃ શ્રીમાનપ્રમેયપરાક્રમઃ ॥ ૨૩ ॥

ઇત્યેતાનિ જપેન્નિત્યં મદ્‌ભક્તઃ શ્રધ્ધયાન્વિતઃ ।
અશ્વમેધાધિકં પુણ્યં સંપ્રાપ્નોતિ ન સંશયઃ ॥ ૨૪ ॥

રામં દુર્વાદલશ્યામં પદ્માક્ષં પીતવાસસમ્ ।
સ્તુવંતિ નામભિર્દિવ્યૈર્ન તે સંસારિણો નરઃ ॥ ૨૫ ॥

રામં લક્ષ્મણપૂર્વજં રઘુવરં સીતાપતિં સુંદરમ્ ।
કાકુત્સ્થં કરૂણાર્ણવં ગુણનિધિં વિપ્રપ્રિયં ધાર્મિકમ્ ॥
રાજેંદ્રં સત્યસંધં દશરથ તનયં શ્યામલં શાંતમુર્તિમ્ ।
વંદેલોકાભિરામં રઘુકુલતિલકં રાઘવં રાવણારિમ્ ॥ ૨૬ ॥

રામાય રામભદ્રાય રામચંદ્રાય વેધસે ।
રઘુનાથાય નાથાય સીતાયાઃ પતયે નમઃ ॥ ૨૭ ॥

શ્રીરામ રામ રઘુનંદન રામ રામ । શ્રીરામ રામ ભરતાગ્રજ રામ રામ ॥ શ્રીરામ રામ રણકર્કશ રામ રામ । શ્રીરામ રામ શરણં ભવ રામ રામ ॥ ૨૮ ॥

શ્રીરામચંદ્રચરણૌ મનસા સ્મરામિ । શ્રીરામચંદ્રચરણૌ વચસા ગૃણામિ ॥ શ્રીરામચંદ્ર ચરણૌ શિરસા નમામિ । શ્રીરામચંદ્ર ચરણૌ શરણં પ્રપદ્યે ॥ ૨૯ ॥

માતા રામો મત્પિતા રામચંદ્ર । સ્વામિ રામો મત્સખા રામચંદ્રઃ ॥ સર્વસ્વ મે રામચંદ્રો દયાલુ ર્નાન્યં જાને નૈવ જાને ન જાને ॥ ૩૦ ॥

દક્ષિણે લક્ષ્મણો યસ્ય વામે ચ જનકાત્મજા ।
પુરતો મારૂતિર્યસ્ય તં વન્દે રઘુનન્દનમ્ ॥ ૩૧ ॥

લોકાભિરામં રણરંગધીરં રાજીવનેત્રં રઘુવંશનાથમ્ ।
કારૂણ્યરૂપં કરૂણાવતારં શ્રીરામચંદ્ર શરણં પ્રપદ્યે ॥ ૩૨ ॥

મનોજવં મારૂતતુલ્યવેગં જીતેદ્રિયં બુદ્ધિમતાં વરિષ્ઠમ્ ।
વાતાત્મજં વાનરયૂથમુખ્યં શ્રીરામદુતં શરણં પ્રપદ્યે ॥ ૩૩ ॥

કૂજન્તં રામરામેતિ મધુરં મધુરાક્ષરમ્ ।
આરૂહ્ય કવિતા શાખાં વન્દે વાલ્મીકિ કોકિલમ ॥ ૩૪॥

આપદામપહર્તારં દાતારં સર્વસંપદામ્ ।
લોકાભિરામં શ્રીરામં ભૂયો ભૂયો નમામ્યહમ્ ॥ ૩૫ ॥

ભર્જનં ભવબીજાનાંમર્જનં સુખસંપદામ્ ।
તર્જનં યમદુતાનાં રામરામેતિ ગર્જનમ ॥ ૩૬ ॥

રામો રાજમણિઃ સદા વિજયતે રામં રમેશં ભજે ।
રામેણાભિહિતા નિશાચરચમુ રામાય તસ્મૈ નમઃ ।
રામાન્નાસ્તિ પરાયણં પરતરં રામસ્ય દાસોસ્મ્યહં
રામે ચિત્તલયઃ સદા ભવતુ મે ભો રામ મામુદ્ધર ॥૩૭॥

રામરામેતિ રામેતિ રમે રામે મનોરમે ।
સહસ્રનામ તત્તુલ્યં રામનામ વરાનને ॥ ૩૮ ॥

ઇતિ શ્રી બુધ્ધ કૌશિકે કરેલું રામરક્ષા સ્તોત્ર સંપુર્ણ.



## પંડિત શ્રી દયારામ રત્નસિંહ શર્મા કચ્છ, રોહાવાલા તરફથી પ્રગટ થયેલા પુસ્તકોની ટુંક યાદી.

૧ વિવિધ બોધ પ્રકાશ ભાગ-બાર બીજી આવૃતિ
૨ રત્ન પ્રબોધ વચાનામૃત સહસ્ત્રી
૩ ભજન-ભુષણુ-આવૃતિ ત્રીજી
૪ ભકિત-ભુષણુ આવૃતિ ત્રીજી
૫ ભજન-મણિ-બીજી આવૃતિ
૬ ભજન-મંજરી આવૃતિ બીજી
૭ ભજન-ચંદ્રિકા આવૃતિ બીજી
૮ બૃહુત શિવ-ભજનાવળી પાંચમી આવૃતિ
૯ ભજનસિંધું
૧૦ કીર્તનઃકાન્ત
૧૧ આરતી સંગ્રહ બીજી આવૃતિ
૧૨ સોળ સોમવારની કથા આઠમી આવૃતિ
૧૩ દામોદર દિવાકર
૧૪ સંક્ષેપ સંધ્યાં ત્રીજી આવૃતિ
૧૫ યશ ચંદ્રિકા
૧૬ કોઠારી કુળના કિર્તિ સ્થંભ
૧૭ શ્રી રામચંદ્રજીના મોટા પુત્ર કોણુ લવ કે કુશ ?
૧૮ સુબોધ સુધાકર
૧૯ વહેમ વિદારણુ
૨૦ પતિવ્રતા પારસમણિ
૨૧ વિચિત્ર વાતચિત
૨૨ ગૌરક્ષા પંચરત્ન
૨૩ થાળ સંગ્રહ
૨૪ દ્રષ્ટાંત વર્પણુ
૨૫ શુંકન શાસ્ત્ર
૨૬ યજ્ઞોનું વર્ણન
૨૭ મનિષા મુકતાફળ
૨૮ કીર્તન ચંદ્રીકા

નોંધઃ—ઉપરના પુસ્તકો સીલકમાં નથી માટે મગાવવા તસ્તી લેવી નહિ. પત્રવ્યવહાર કરવું હોય તો ડબલ કાર્ડ અથવા ડબલ કવરથી કરવું, નહિ તો જવાબ આપવામાં આવશે નહિ.

# संत कृपानो महिमा.

---

રાગ ધોળ.

સંત કૃપાથી છુટે માયા, કાયા નિર્મળ થાય જોને;
શ્વાસોશ્વાસે સ્મરણ કરતાં, પાંચે પાતક જાય જોને ૧

કેસરી કેરે નાદે નાસે, કોટી કુંજર જુથ જોને;
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સુખ જોને ૨

અગ્નિને ઉધઈ ન લાગે, મહાઅગ્નિને મેઘ જોને;
અપાર સિંધુ-મહાજળ ઊંડાં, મરજીવને મન સહેલ જોને ૩

આજગરની આળ તે તો, જંબુરે સૌ જાણે જોને;
હરિની માયા બહુ બળવંતી, સંત નજરમાં નાણે જોને ૪

સંત સેવતાં સુકૃત વાધે, સહેજે સીધે કાજ જોને;
પ્રીતમના સ્વામીને ભજતાં, આવે અખંડ રાજ જોને ૫